શ્રીમદ રાજચંદ્ર આશ્રમના અધિષ્ઠાતા શ્રી લઘુરાજસ્વામ (શ્રી લલ્લુજી) શ્રીમદના સમકાલીન ભક્ત હજુ વિદ્યમાન છે એમની દેખરેખ નીચે એ જ આશ્રમના એક ઉપાસક શ્રી. ગોવર્ધનભાઈ પટેલે શ્રીમદની જીવનકથા ઘડવા મહેનત કરી છે. એના ફળ રૂપ એક નિબંધ એમણે અમને વાપરવા આપી એક મોટી મદદ કરી. કેટલાક વિગતપૂર્ણ સંસ્મરણો વગેરે અમને એમાથી જ મળી શક્યાં છે. આને માટે સમિતિ તરફથી હું એમનો આભારી છુ.

જુદા જુદા વિષયો ઉપરના શ્રીમદના વિચારોનુ દોહન આપવાનો વિચાર સૂઝ્યો હતો. પરંતુ એમ કરતા આ પુસ્તકનુ કદ વધી જાય એટલે એ ખ્યાલ છોડી દીધો છે. અનુકૂળતા હશે તો તેને સ્વતંત્ર પુસ્તક તરીકે પ્રસિદ્ધ કરવા ઇરાદો છે.

આ ગ્રંથ પરથી કોઈ અધિકારી લેખક શ્રીમદ વિષેની સર્વ માહિતી તે લુપ્ત થવા પામે તે પહેલા ભેગી કરી એક જીવનગ્રંથ લખવા પ્રેરાય તો આ નાનોશો પ્રયત્ન કૃતાર્થ થશે.

તા ૪-૭-'૩૫ — પ્રકાશક

## નિવેદન

ઓગણીસમા સૈકાની છેલ્લી પચીસીમાં થઈ ગયેલા મહાન ગુજરાતીઓમાંના એક શ્રીમદ રાજચંદ્ર છે. જો આપણે આપણા મહાન પુરુષોનાં જીવનચરિતોનો અમૂલ્ય વારસો સંઘરી લેતા શીખ્યા હોત, તો આજ આપણા સાહિત્યમા શ્રીમદની જીવનકથા કે એમના મિત્રો તથા સગાં-સંબંધીઓનાં અનેકવિધ સંસ્મરણો વિદ્યમાન હોત.

આ પુસ્તક એવી કશી ખોટ પૂરવાનો દાવો કે ઇરાદો સરખો પણ રાખી શકે એમ નથી. શ્રીમદના જીવન વિષે કાંઈક રૂપરેખા જેવુ આપવાનો હેતુ જ આ પુસ્તકથી કાંઈક અંશે સરી શકે એમ છે શ્રીમદના ભક્ત સ્વ૦ શેઠ પૂંજાભાઈ હીરાચંદ હયાત હતા ત્યારે તે અમદાવાદમા કાર્તિકી પૂર્ણિમાને દિવસે શ્રીમદજયંતી ઊજવતા ત્યાર બાદ એ કામ તેમણે સ્થાપેલી જૈનસાહિત્યપ્રકાશન સમિતિ મારફત થાય એવી તેમની ઇચ્છા હતી તે પરથી સમિતિએ સં. ૧૯૯૦ની જયંતી વેળા ઠરાવ્યુ કે શ્રીમદજયંતીઓ પરના વ્યાખ્યાનોનો સંગ્રહ પ્રસિદ્ધ કરવો. આવો સંગ્રહ વધુ ઉપયોગી થવા સારુ

# ખંડ ૩ જો

## જયંતી વ્યાખ્યાનો

૧

# જન્મ અને કુમારકાળ

શ્રીમદ રાજ્યચંદ્રનો જન્મ કાઠિયાવાડમા આવેલા વવાણિયા નામે ગામમા સં ૧૯૨૪ના કારતક સુદ ૧૫ ને દિવસે થયો હતો તેમના પિતાનુ નામ મહેતા રવજીભાઈ પંચાણભાઈ હતુ અને માતાનુ નામ દેવબાઈ હતુ

સાત વર્ષની ઉમર તેમણે બાળવયની રમતગમતોમા કાઢી હતી પરંતુ તે વખત દરમ્યાન પણ તેમનામા "વિચિત્ર કલ્પનાઓ અને મહત્ત્વાકાક્ષાઓ થયા કરતી રમતગમતમા પણ વિજય મેળવવાની અને રાજેશ્વર જેવી ઊંચી પદવી મેળવવાની" તેમનામા 'પરમ ઉત્કંઠા' હતી

સાત વર્ષ બાદ તેમને શાળામા કેળવણી લેવા મૂકવામાં આવ્યા તેમની યાદશક્તિ એટલી તીવ્ર હતી કે એક જ વાર પાઠ વાચી જવાથી તેમને તે તદ્દન યાદ રહી જતો. તેમણે પોતે જ જણાવ્યુ છે તે પ્રમાણે, "એવી સ્મૃતિ બહુ જ થોડા મનુષ્યોમા આ કાળે, આ ક્ષેત્રે હશે" તેમની એ યાદશક્તિને કારણે સામાન્ય બાળકોની પેઠે તેમને ઘેર

ફરી વાંચી જવાની કાંઈ જરૂર પડતી નહિ. તેથી બહારથી તે અભ્યાસમાં પ્રમાદી લાગતા. શાળામાં શિખવાડની વખતે શિક્ષક પાઠ વાંચી જાય તેટલાથી જ તેમને આવી જતું અને એ કારણથી એક માસ જેટલો સમય પણ થયો નહિ તેટલામાં તો તેમણે આંક પૂરા કર્યા અને બે વર્ષ જેટલી મુદતમાં સાતે ચોપડીઓ પૂરી કરી! પરિણામે જે વડા વિદ્યાર્થીએ તેમને પહેલી ચોપડીની શરૂઆત કરાવેલી તેને પોતે સાતે ચોપડીઓ પૂરી કરીને પહેલી ચોપડી પૂરી કરાવી.

તેટલી નાની ઉમરથી જ રસિક વાતો અને કથાઓ જોડી કાઢી રમિક રીતે કહી બતાવવાની તેમનામાં શક્તિ હતી. આઠ વરસની ઉમરથી કવિતા રચવાની તેમણે શરૂઆત કરી હતી. તે વખતે તેમણે સામાન્ય રીતે મળી શકે તેવા કવિતાના બધા ગ્રંથો વાંચી કાઢ્યા હતા, અને ઘણાખરા તેમને મોઢે હતા. આઠમા વર્ષની ઉમર દરમ્યાન તેમણે ૫૦૦૦ કડીઓ રચેલી કહેવાય છે. નવ વર્ષની ઉમરે તેમણે

વર્ગમાં શિક્ષક જોયા કરતા અને શ્રીમદ સાહેબ વિદ્યાર્થીઓનું લેસન લેતા. વિદ્યાર્થીઓનો તેમના ઉપર એટલો બધો પ્રેમ હતો કે એક વખત કાંઈ કારણસર શિક્ષકે શ્રીમદને ઠપકો આપ્યો, એટલે બીજે દિવસે તે નિશાળે ન આવ્યા; વિદ્યાર્થીઓ શાળામાં શ્રીમદને ન જોતાં તેમને ઘેર ગયા, અને તેમની સાથે દૂર ખેતરમાં ચાલ્યા ગયા. શિક્ષક જ્યારે શાળામાં આવ્યા ત્યારે કોઈને ન આવેલું જોઈ, તપાસ કરી, ખેતરમાં જ્યાં બધા બેઠા હતા ત્યાં આવ્યા અને રાજચંદ્રને સમજાવી નિશાળમા પાછા લાવ્યા.

નાનપણથી જ તેમનામાં નવું જાણવાની, નવું સાંભળવાની અને નવું શીખવાની તથા તેના ઉપર મનન કરવાની ભારે ટેવ હતી. દશમે વર્ષે તો તે ઘણા વિષયો ઉપર છટાદાર રસિક ભાષણો આપતા. ૧૧ વર્ષની વયથી તેમણે ચોપાનિયામાં લેખ લખવા માંડ્યા હતા, અને ઇનામી નિબંધો લખી યોગ્ય ઇનામો પણ સંપાદન કર્યાં હતાં. તે જ વર્ષે સ્ત્રીકેળવણીની ઉપયોગિતા વિષે પણ એક નિબંધ તેમણે લખ્યો હતો. બાર વર્ષની વયે, ત્રણ દિવસમાં, ઘડિયાળ ઉપર તેમણે ત્રણસો કડીઓ લખી કાઢી હતી.

તેર વર્ષની વયે તે અંગ્રેજીનો અભ્યાસ કરવા રાજકોટ ગયા. અંગ્રેજી અભ્યાસ તેમણે કેટલા વખત સુધી તથા કયાં સુધી કર્યો તેની કાંઈ માહિતી મળી શકતી નથી. પરંતુ ૨૨મા વર્ષમા લખેલા એક પત્રમા તેમણે જણાવ્યુ છે: "શિશુવયમાથી જ એ (વિવેક-વૈરાગ્ય અને મુમુક્ષુતાની) વૃત્તિ ઊગવાથી કોઈ પ્રકારનો પરભાષાભ્યાસ ન થઈ શક્યો (કે) અમુક સંપ્રદાયથી શાસ્ત્રાભ્યાસ ન થઈ શક્યો. . . .

અને તે ન થઈ શક્યો તેની કાંઈ ચિંતા થતી નથી કારણ એથી આત્મા અધિક વિકલ્પી થાત અને વિકલ્પાદિક કલેશનો તો નાશ જ કરવો ઇચ્છ્યો હતો એટલે જે થયુ તે સારુ જ થયુ'

તેમના પિતામહ કૃષ્ણની ભક્તિ કરતા હતા તેમની પાસે નાનપણમા જ તેમણે કૃષ્ણભક્તિના પદો સાભળ્યા હતા, તથા જુદા જુદા અવતારોના ચરિત્રો સાભળ્યા હતા તેથી તેમને ત્યા થી જ ઈશ્વર અને અવતારો પ્રત્યે ભક્તિ તથા પ્રીતિ ઉત્પન્ન થયા હતા રામદાસજી નામના એક સાધુ પાસે તેમણે કઠી પણ બધાવી હતી તે મંદિરમા નિત્ય દર્શન કરવા જતા તથા ત્યા જે કથાકીર્તન થાય તે રસપૂર્વક સાભળતા, અને સમજતા તે વખતથી જ ઈશ્વરના દર્શન કરવાની તેમનામા તીવ્ર ઉત્કટા ઊભી થઈ હતી અને તે માટે 'ત્યાગી થયા હોઈએ અને ભક્તિ-પૂર્વક હરિકથા કર્યા કરતા હોઈએ તો કેવુ' એમ તેમના મનમા આવ્યા કરતુ ગુજરાતી વાચનમાળામા જગતને રચનાર ઈશ્વર વિષે જે કાંઈ બોધ હતો તે તેમના શ્રદ્ધાળુ મન ઉપર દૃઢ થઈ ગયો હતો

કે કોઈને મેં ઓછુંઅદકું તોળી દીધું નથી, એ મને ચોક્કસ સાંભરે છે." આમ આટલી નાની ઉંમરે પણ વ્યવહારમાં નીતિધર્મ ઉપર ભાર મૂકવાની વૃત્તિ તેમનામાં હતી તે ધ્યાનમાં રાખવા જેવું છે.

તેમની યાદશક્તિ અત્યંત તીવ્ર હોવાથી અવધાનના પ્રયોગો જેવું પણ તે નાનપણથી કરતા. આટલો પ્રતાપી અને વિભૂતિયુક્ત બાળક છાનો ન રહી શકે. કચ્છના દીવાને આ ખ્યાતિ સાંભળી તેમને કચ્છમાં તેડાવ્યા અને ત્યાં તેમણે 'ધર્મ' ઉપર ચોટ ભાષણ કર્યું. તે ભાષણ સાંભળી બધા દિંગ થઈ ગયા અને આટલા નાના કુમારની શક્તિઓ અને વિચારગાભીર્ય જોઈ કહેવા લાગ્યા કે આ છોકરો મોટો થઈ જરૂર નામ કાઢશે.

કચ્છના રહીશ શા હેમરાજભાઈ તથા નલિયાના રહીશ શા. માલસીભાઈ તેમની આ બધી ખ્યાતિથી આકર્ષાઈ તેમને ખાસ મળવા માટે મોરબી આવ્યા અને તેમની શક્તિઓ જોયા બાદ તેમણે તેમને કાશી ભણવા માટે જવાનુ કહ્યું તથા તેમનો ત્યાંનો બધો ખર્ચ ઉપરાંત પગાર આપવાની તૈયારી બતાવી. પણ શ્રીમદે તેમ કરવાની ના પાડી. મોરબીના ન્યાયાધીશ ધારસીભાઈ તે વખતે સાથે હતા. તેમણે શ્રીમદને આ તક જતી ન કરવાનુ જણાવ્યુ. પરંતુ શ્રીમદ તે વખતે કોઈ બીજા જ રસમાં તણાતા જતા હતા, એટલે વધુ પુસ્તકિયા જ્ઞાન ભેગું કરવાની તેમનામાં ઉત્કંઠા ન હતી એ જ ધારસીભાઈ શ્રીમદના વધુ પરિચયથી પછી એટલા મુગ્ધ થઈ ગયા કે પ્રથમ તેમને પોતાની સાથે ગાદી ઉપર, અને પછી તેમને જ ગાદીએ બેસાડી પોતે નીચે

એમતા પઠીનાં વર્ષોમા તો તેમણે તેમને પોતાના ગુરુ તરીકે સ્વીકાર્યા હતા

શ્રીમદના અક્ષર એટલા છટાદાર હતા કે કચ્છ દરબારને ઉતારે તેમને લખવા બોલાવવામા આવતા અને તે ત્યા જતા પણ ખરા

આ સમય દરમ્યાન બનેલા એક અગત્યના બનાવની અહીં નોંધ લેવી ઘટે છે શ્રીમદ્ સાત વર્ષની નાની વયના હતા તે વખતે તેમના કુટુંબના પરિચિત એક અમીચંદ નામના ગૃહસ્થ સાપ કરડવાથી અકાળે ગુજરી ગયા રાજચંદ્ર ઉપર તે ઘણુ વહાલ રાખતા હતા, અને રાજચંદ્ર પણ તેમના કારુ, સુમુદિત શરીર તથા ઉત્તમ ગુણોને કારણે તેમના તરફ ખાસ આકર્ષાયા હતા તેમના ગુજરી જવાની વાત સાભળી રાજચંદ્ર દોડતા દોડતા આવી પહોચી પોતાના દાદાને પૂછવા લાગ્યા કે ગુજરી જવુ એટલે શુ? તેમના દાદાએ તેમને જણાવ્યુ કે હવે તેમના શરીરમાથી જીવ ચાલ્યો ગયો છે એટલે તે ખાઈ પી કે બોલી શકશે નહિ અને તેમના શરીરને તળાવ પાસેના મસાણમા બાળી મૂકશે તેમના દાદાએ ધાર્યું કે આ બધી વાતો સાભળી નાનો બાળક ગભરાશે એટલે તે તેમને તે વાત ભુલાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા પરંતુ શ્રીમદ્ થોડી વાર ઘરમા આમ-તેમ ફરીને પછી છૂપી રીતે તળાવ ઉપર દોડી ગયા અને એક ઝાડ ઉપર ચડી દૂરથી જોવા લાગ્યા તો ચિતા સળગતી હતી અને લોકો આસપાસ કૂડાળું વળીને બેઠા હતા આમ એક પરિચિત માણસને સળગાવી મુકાતો જોઈ તેમને ઘણુ લાગી આવ્યુ અને તે ઘણા મૂઝાયા તેમણે જોયુ કે

તેમને બાળી મૂકનાર પણ તેમના જ સગાસંબંધી તથા સમજણા લોકો હતા એટલે તે વિચારવા લાગ્યા કે આ બધુ શુ છે? આમ તેમના ચિત્તમા એક ભારે મૂંઝવણ ઊભી થઈ અને એ ભારે ગડમથલ જામી તે વખતે જ અચાનક તેમના ચિત્ત ઉપરથી કાઈક પડદો સરી ગયો અને તેમને માણસના જન્મજન્માતરનુ કાઈક દર્શન થયુ અને તે થોડાક શાત થયા આવો જ અનુભવ તેમને જૂનાગઢનો કિલ્લો જોવા ગયા ત્યારે ફરી વાર થયો હતો અને ત્યારથી તેમને પુનર્જન્મ વિષે દૃઢ ખાતરી થઈ ગઈ

તે પોતે એ વિષયમા ૨૫ વર્ષની ઉમરે લખે છે: "શાસ્ત્રોમા જે જીવોના ભવાતરનું વર્ણન કર્યું છે તેમા સંશય લાવવા જેવુ નથી સામાન્ય યોગધ્યાનાદિકના અભ્યાસબળ વડે પણ ભવાતર જાણી શકાય તેમ છે એ બધુ કાઈ કલ્પિત નથી ભવાતરનુ જો સ્પષ્ટ જ્ઞાન કોઈને ન થતુ હોય તો આત્માનુ સ્પષ્ટ જ્ઞાન પણ કોઈને થતુ નથી એમ કહેવા જેવું છે *

પરંતુ આ વિષે લોકો સાથે વધુ ચર્ચામા તે પાછીથી મોટી ઉમરે પણ ઊતરતા નહિ અમુક વખતે કોઈ પરિચિત માણસો આગળ પોતાના અનુભવની તેવી કાઈ વાત બોલાઈ ગઈ હોય તો તે ઉપરથી ઘણા તે બાબત તેમને પૂછપરછ કરતા અને શ્રીમદ પોતાના ૯૦૦ જન્મ જાણે છે એવી લોકોમા માન્યતા થઈ ગઈ હતી તેમના પરિચયમાં આવેલા કેટલાક ભાઈઓના શબ્દો ટાકીએ તો શ્રીમદે તેમને જાતે કહેલુ

* મૂળ લખાણ ટૂંકાવ્યુ છે

કે પોતે મહાવીરસ્વામીના શિષ્ય હતા, અને અમુક પ્રમાદ કરવાથી તેમને આટલા ભવ કરવા પડ્યા હતા. પરંતુ એ વિષે તેમના સંબંધીઓ તરફથી ભારપૂર્વક પૂછવામાં આવતાં તેઓ 'એ બાબતનો મને અનુભવ છે' એટલું કહી ચૂપ થઈ જતા અને તે વિષે નમ્રભાવે મૌનવૃત્તિને અટકાવવા પ્રયત્ન કરતા. ૨૬મા વર્ષમાં તમણે લખેલા એક પત્રમાં જણાવ્યું છે:

પુનર્જન્મ છે, જરૂર છે એ માટે હું અનુભવથી હા કહેવા અચળ છું — એ વાક્ય પૂર્વભવના કોઈ જોગનું સ્મરણ થતી વખતે સિદ્ધ થયેલું લખ્યું છે. જેણે પુનર્જન્માદિ ભાવ કર્યા છે તે પદાર્થને કોઈ પ્રકારે જાણીને તે વાક્ય લખ્યું છે.

તેઓ કહેતા કે શાસ્ત્રોમાં ઘણી વાર કહેવામાં આવ્યું છે કે આત્મા ઉપર અજ્ઞાન અને કર્મોનાં પડળ ફરી વળ્યાં છે તેથી આત્મા પોતાની અનેક શક્તિઓ અને શુદ્ધ સ્વરૂપ ગુમાવી બેઠો છે. જેમ જેમ મનુષ્ય પોતાની એ મલિનતા દૂર કરતા જાય છે તેમ તેમ તેની તે શક્તિઓ પ્રગટ થતી જાય છે. જે તત્ત્વ જાણવાની અને પ્રાપ્ત કરવાની વૃત્તિ પણ ઘણી મોટી ઉમરેય લોકોમાં નથી જાગતી તે તત્ત્વ પ્રાપ્ત કરવાની જે ધગશવાળી શ્રીમદમાં ઘણી નાની ઉમરથી જણાય છે તે ઉપરના સિદ્ધાંતથી જ સમજી શકાય છે. શ્રીમદ પોતે જણાવે છે:

> લઘુવયથી અદ્ભુત થયો તત્ત્વજ્ઞાનનો બોધ,
> એ જ સૂચવે એમ કે ગતિ આગતિ[1] ક્યાં શોધ?

[1] જીવનું આવવું અને જવું — એટલે કે પુનર્જન્મ

જે સંસ્કાર થવો ઘટે અતિ અભ્યાસે ક્યાંય
. વિના પરિશ્રમ તે થયો, ભવશંકા શી ત્યાંય?

*　　　　*　　　　*

આટલે સુધી આવ્યા બાદ એક વાત સાથે સાથે જ નોંધતા જવાની જરૂર છે. અને તે એ કે, શ્રીમદમાં આમ પહેલેથી માત્ર ભક્તિ–વૈરાગ્યની વૃત્તિઓ જ નહોતી વહ્યા કરતી. તે વૃત્તિઓની સાથે સાથે જ તેમનામાં સાંસારિક સુખો અને સાંસારિક વૈભવો પ્રાપ્ત કરવાની વૃત્તિ પણ તેટલી જ સ્પષ્ટતાથી વહ્યા કરતી હતી. તે લખે છે:

"કોઈ વિભવયુક્ત સ્થિતિ જોતો કે સમર્થ વૈભવી થવાની પણ ઇચ્છા થતી. 'પ્રવીણસાગર' નામનો ગ્રંથ તેવામાં મેં વાંચ્યો હતો. તે વધારે સમજ્યો નહોતો. છતાં સ્ત્રી સંબંધી નાના પ્રકારના સુખમાં લીન હોઈએ અને નિરુપાધિપણે કથાકથન શ્રવણ કરતા હોઈએ તો કેવી આનંદદાયક દશા, એ મારી તૃષ્ણા હતી. . . . તે વેળા મારે (સાત વર્ષની ઉંમર માટે) મને સ્મૃતિમાં છે કે અનેક વિચિત્ર કલ્પનાઓ — તેમનો હેતુ કે સ્વરૂપ સમજ્યા વિના — મને થયા કરતી હતી . . . રાજેશ્વર જેવી ઊંચી પદવી મેળવવાની પરમ જિજ્ઞાસા હતી."*

ઉપરાંત આસ્તિકતાની બાબતમાં પણ પહેલેથી બધું નિષ્કંટક જ નહોતું. તે બાબતમાં પણ વચ્ચે વચ્ચે તેમને શંકાકુશંકા ઊઠતી. અને એક વાર તો તે ઘોર નાસ્તિકતાની હદે પહોંચ્યા હતા. તે લખે છે.

"સમર્થ તત્ત્વજ્ઞાનીઓએ અને સમર્થ નાસ્તિકોએ જે જે વિચારો કર્યા છે તે જાતિના અનેક વિચારો તે અલ્પ વયમાં

* મૂળ લખાણ ટૂંકાવ્યું છે.

મેં કરેલા છે મહાન ચક્રવર્તીએ કરેલા તૃષ્ણાના વિચાર અને એક નિસ્પૃહી મહાત્માએ કરેલા નિસ્પૃહાના વિચાર મેં કર્યા છે અમરત્વની સિદ્ધિ અને ક્ષણિકત્વની સિદ્ધિ ખૂબ વિચારી છે અલ્પ વયમાં મહત્ વિચારો કરી નાખ્યા છે મહત્ વિચિત્રતાની પ્રાપ્તિ થઈ છે એ સઘળું બહુ ગંભીરભાવથી આજે હું દૃષ્ટિ દઈ જોઉં છું તો પ્રથમની મારી ઊગતી વિચાર-શ્રેણી આત્મદશા અને આજને આકાશ-પાતાળનું અંતર છે તેનો છેડો અને આનો છેડો કોઈ કાળે જાણે મળ્યા મળે તેમ નથી ”

આ બે ઉતારાઓ તારવી આપવાનું કારણ એ છે કે, શ્રીમદમાં પહેલેથી દેખાતા ત્યાગવૈરાગ્ય તથા આસ્તિકતા એ માત્ર પૂર્વ સંસ્કારોનું એક પડઘામાત્ર નહોતું, પરંતુ ગંભીર મંથન અને મનનનું પુરુષાર્થપૂર્વક મેળવેલું ફળ પણ હતું એ વાચકના ધ્યાનમાં આવે સામાન્ય રીતે દરેક મહાપુરુષની બાબતમાં બને છે તેમ, તેમના ભક્તો હમેશાં તેમને પ્રથમથી અલૌકિક અવતારી બતાવવાનો પ્રયત્ન કરે છે, અને ટીકાકારો તેમનામાં અમુક કાળે જોવામાં આવતી વિવિધ અપૂર્ણતાઓ ઉપર જ ભાર મૂકી તે મહાપુરુષ નથી એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે પરંતુ કોઈ પણ મહાપુરુષની મહત્તા તેમનામાં કોઈ કાળે કાંઈ જ અપૂર્ણતા ન હોવામાં નથી, પરંતુ અસાધારણ અપૂર્ણતાઓ હોવા છતાં તેમના ઉપર તેમણે મેળવેલા મનુષ્યસાધ્ય વિજયમાં છે શ્રીમદમાં સામાજિક ભોગવાસના પ્રથમથી જ નહોતી એમ કહેવાથી કાંઈ જ સિદ્ધ થઈ શકતું નથી લગ્ન કરવારૂપી ગંભીર પગલું તેમણે તેમની પાકી ઉંમરે — ૨૦ વર્ષે — ભરેલું એ આગળ આપણે જોઈશું

## જન્મ અને કુમારકાળ

કુમારકાળનું વર્ણન ખતમ કરતાં પહેલાં શ્રીમદના જીવનના એક વિશેષ પ્રવાહની નોંધ લેવી જોઈએ. ઉપર જણાવ્યું છે તેમ, શ્રીમદના પિતામહ વૈષ્ણવ હોવા છતાં તેમનાં માતા જૈન સંપ્રદાયનાં હતાં. અને ગામનાં બીજાં વણિક કુટુંબો મોટે ભાગે જૈન હોવાથી રાજચંદ્રની કંઠીની તથા ભક્તિ વગેરેની સારી પેઠે ઠેકડી થતી. બાળક રાજચંદ્ર તે બધાની સાથે વાદમાં ઊતરતા અને સમજણ પાડવા પ્રયત્ન કરતા. પરંતુ એ અરસામાં જૈનોનાં પ્રતિક્રમણસૂત્ર વગેરે પુસ્તકો તેમના જોવામાં આવ્યાં. અને તેમાં જીવ અને જગત વિષે મિત્રતાનું જે પ્રતિપાદન કર્યું છે તે તેમના પ્રેમાળ સ્વભાવને રુચી ગયું. સ્વચ્છ રહેવાના આચારવિચાર તેમજ જગતકર્તાની શ્રદ્ધા વગેરે વૈષ્ણવ સંપ્રદાયના જ રુચતા હતા. પરંતુ નાનપણથી જ વૈરાગ્યપ્રધાન એવું તેમનું ચિત્ત ભોગપ્રધાન વૈષ્ણવ સંપ્રદાય કરતાં ત્યાગપ્રધાન જૈન ધર્મ તરફ વધારે ને વધારે ખેંચાતું ગયું. તે લખે છે: "જ્યાં સ્ત્રીઓ ભોગવવાનો ઉપદેશ કર્યો હોય, લક્ષ્મીલીલાની શિક્ષા આપી હોય, રંગરાગ, ગુલતાન અને એશઆરામ કરવાનું તત્ત્વ બતાવ્યું હોય, ત્યાંથી આપણા આત્માની સત્ શાંતિ નથી. કારણ એને જો ધર્મમત ગણીએ તો આખો સંસાર ધર્મમત યુક્ત જ છે. પ્રત્યેક ગૃહસ્થનું ઘર એ જ યોજનાથી ભરપૂર હોય છે. ... તો પછી અધર્મસ્થાનક કયું? કોઈ એમ કહે કે એ ધર્મમંદિરમાં તો પ્રભુની ભક્તિ થઈ શકે છે, તો તેઓને માટે ખેદપૂર્વક આટલો જ ઉત્તર દેવાનો છે કે તે પરમાત્મા તત્ત્વને અને તેની વૈરાગ્યમય ભક્તિને જાણતા નથી."

## ૨

## કિશોરાવસ્થા

આપણે આગળ જોઈ ગયા કે નાનપણથી જ શ્રીમદમાં વિવેકવૈરાગ્ય અને ધર્મભાવનાની સાથે સાથે સંસારમાં વિજય પમાડી શકે તેવી અદ્‌ભુત શક્તિઓ તેમજ કામનાઓ હતી તેમને કારણે તેમને શરૂઆતથી જ એક પ્રકારના આંતરયુદ્ધમાં ઊતરવું પડ્યું હતું અને તેથી તેમની વિચારશક્તિ વધુ તીવ્ર અને ગંભીર બની હતી ધીમે ધીમે તેમના વિચારો દૃઢ તથા પરિપક્વ થતાં તેમનામાં તે વિચારોને પ્રગટ રૂપ આપવાની અને બીજાઓને તે વિચારોના ભાગીદાર બનાવવાની વૃત્તિ પ્રગટ થઈ પરિણામે નાની વયથી જ તે પુસ્તકો લખવા અને પ્રસિદ્ધ કરવા પ્રેરાયા

તેનું એક બીજું કારણ પણ હતું શરૂઆતથી જ તેમનામાં જ્ઞાનપ્રાપ્તિ અને શાસ્ત્રાધ્યયનની વૃત્તિ બહુ પ્રબળ હતી ૧૬મા વર્ષ પહેલાંની તેમની નોંધોમાં મળતાં નીચેનાં વાક્યો આપણને જોવા મળે છે તે ઉપરથી તેનો ખ્યાલ આવશે "વીરના કહેલા શાસ્ત્રોમાં

સોનેરી વચનો છૂટક છૂટક અને ગુપ્ત છે . .
ઉત્તરાધ્યયન નામનું જૈન સૂત્ર તત્ત્વદૃષ્ટિએ પુન પુન અવલોકો.
. જ્ઞાનીઓએ એકત્ર કરેલા અદ્ભુત નિધિના
ઉપભોગી થાઓ ધર્મનું મૂળ વિદ્યા છે શ્રવણ કરીને
કલ્યાણને જાણવું જોઈએ — પાપને જાણવું જોઈએ
પછી જે શ્રેય હોય તે સમાચરવું જોઈએ
જે જીવઅજીવનું સ્વરૂપ જાણતો નથી તે સંયમની વાત
ક્યાંથી જાણે ?"

આગળ જણાવ્યું છે તેમ તેમની સ્મરણશક્તિ પ્રથમથી જ બહુ તીવ્ર હતી એટલે ભાષાજ્ઞાન મેળવતાં તેમને વણો વખત લાગતો જ નહિ તેથી એ નાની ઉંમરે પણ વિચાર અને સિદ્ધાંતોથી ભરેલા અઘરા દાર્શનિક ગ્રંથો તેમણે વાંચ્યા હતા એ રીતે પોતાનું ધર્મજ્ઞાન સીધું મૂળ ગ્રંથોમાંથી જ મેળવવા તે શક્તિમાન થયા હતા એ ઉંમર સુધીમાં તેમણે કયા કયા ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો તે ચોક્કસ કહી શકાતું નથી પરંતુ મુખ્યત્વે જૈન આગમોમાંથી ઘણાનો તેમણે પરિચય કરી લીધો હતો અને તેથી જૈન ધર્મનું મૂળ લક્ષ તથા મૂળ શાસ્ત્રોમાં વર્ણવેલા સાચા ગૃહસ્થ અને સાચા મુનિના આચારો જાણવા તથા સમજવા તે શક્તિમાન થયા પરંતુ પોતાના સમયના જૈન આચારવિચાર સાથે સરખામણી કરતાં તેમને મૂળ સિદ્ધાંતોમાં અને પ્રચલિત આચારોમાં આકાશજમીનનો ફરક દેખાયા તેમને દેખાઈ આવ્યું કે લોકો મૂળ શાસ્ત્રો વાંચતા વિચારતા નથી તેથી જ ગમે તેવા વિચારહીન આચારો પરંપરાથી કે

અજ્ઞાનથી સ્વીકારી જીવન ગાળ્યા કરે છે જૈન મુનિઓની દશા પણ તેવી જ હતી 'જે આદર્શ શાસ્ત્રમા કહ્યો હોય તે પોતાથી પાળી શકાય તેવો ન લાગતાં તેને મોળો કરવાની કે ઢાંકવાની વૃત્તિથી, પરસ્પર બે આચાર્યોના વાદવિવાદથી કદાગ્રહથી મતિની ન્યૂનતાથી અને મૂળ શાસ્ત્રોનુ અધ્યયન તથા વિચાર ઘટી જવાથી' તેમનામા જે મતભેદો અને વહેમોનુ સામ્રાજ્ય પ્રવર્તતુ હતું તે જોઈ તેમનો પુરુષાર્થી અને પ્રેમળ આત્મા દુભાયો તીર્થંકર જેવા પૂર્ણ પુરુષનો ધર્મ પામ્યા પછી પણ લોકો જડતા અને પ્રમાદને લીધે તથા સદ્‌ગુરુ અને સત્‌શાસ્ત્રના પરિચયના અભાવે જે અધ જીવન ગાળી રહ્યા હતા તેથી તે ઘણા ખિન્ન થયા અને ત્યારથી જ કેમ કરીને લોકોમા સત્યસિદ્ધાંતના જ્ઞાનનો પ્રચાર કરી તેમને જગાડુ અને પ્રયત્નશીલ કરૂ એવી તેમને ધાનાવેલી લાગી

૧૭મા વર્ષમા શ્રીમદ લખે છે 'જૈન પ્રજા (આખા હિંદુસ્તાનમા થઈને) ૨૦ લાખ છે તેમાથી નવ તત્ત્વને પઠનરૂપે બે હજાર પુરુષો પણ માડ જાણતા હશે મનન અને વિચારપૂર્વક તો આંગળીને ટેરવે ગણી શકીએ તેટલા પુરુષો પણ નહિ હશે જ્યારે આવી પતિત સ્થિતિ તત્ત્વજ્ઞાન સંબધી થઈ ગઈ છે ત્યારે જ મતમતાતર વધી પડ્યા છે' તે વખતે 'અગ્રેજી શાસનમા' જે કેળવણી અપાતી હતી તે એવા પ્રકારની હતી કે જાણ્યે અજાણ્યે ભણેનારાઓમાથી તે ધર્મવૃત્તિનો મૂળથી જ લોપ કરી દેતી શ્રીમદ ૧૮મા વર્ષમા લખે છે 'જે થોડા વિદ્વાનો બોધ લઈ શકયા છે તેમને

ધર્મતત્ત્વ ઉપર મૂળથી શ્રદ્ધા જણાતી નથી. જેને કંઈક હોય છે તેને તે વિષયની કંઈ ગતાગમ હોતી નથી. અને ગતાગમવાળો કોઈ હોય તો તે વસ્તુની વૃદ્ધિમાં વિઘ્ન કરનારો હોય છે પણ સહાયક નથી હોતો. આમ કેળવણી પામેલાને ધર્મની દુર્લભતા છે."

આથી, "ઊછરતા બાળયુવાનો અવિવેકી વિદ્યા પામી આત્મસિદ્ધિથી ભ્રષ્ટ થાય છે તે અટકાવવા," તથા "કેટલાંક અજ્ઞાન મનુષ્યો નહિ વાંચવા યોગ્ય પુસ્તકો વાંચીને પોતાનો વખત ખોઈ દે છે" તેને બદલે "આત્માનું હિત થાય, જ્ઞાન શાંતિ અને આનંદ મળે" તથા "તેઓ પરોપકારી, દયાળુ, ક્ષમાવાન, વિવેકી અને બુદ્ધિશાળી" થાય તે અર્થે તેમણે સહેલાં, સરળ પુસ્તકો લખવા માંડ્યાં. ૧૭મા વર્ષમાં તેમણે લખેલી મોક્ષમાળામાં તો તે એટલે સુધી કહે છે: "અંગ્રેજ લોકો સંસાર સંબંધી અનેક કળાકૌશલ્યમાં શાથી વિજય પામ્યા છે તે વિચાર કરતા આપણને તત્કાળ જણાશે કે તેઓનો બહુ ઉત્સાહ અને એ ઉત્સાહ પાર પાડવા અનેકનું એક સમાજમા ભેગા મળવું. . . . એ એનુ કારણ છે. સર્વજ્ઞ ભગવાનનું કહેલુ ગુપ્ત તત્ત્વ પ્રમાદ સ્થિતિમાં આવી પડ્યું છે તેને પ્રકાશિત કરવા અને પૂર્વાચાર્યોએ ગૂંથેલાં મહાન શાસ્ત્રો એકત્ર કરવા તથા પડેલા ગચ્છના મતમતાંતર ટાળવા તેમજ ધર્મવિદ્યાને પ્રફુલ્લિત કરવા એક મહાન સમાજ, સદાચરણી શ્રીમંત અને ધીમંત બંનેએ મળીને સ્થાપન કરવાની જરૂર છે. . . . પવિત્ર જૈનધર્મનું ઢંકાયલું તત્ત્વ પ્રસિદ્ધિમાં નહિ આણીએ ત્યાં સુધી સંપ્રદાયની ઉન્નતિ થવાની નથી."

આ વર્ષો દરમ્યાનના શ્રીમદના લખાણોનો વિચાર આપણે જુદા પ્રકરણમા કરનાર હોવાથી તે વિષે વધુ વિગતોમા આ જગાએ જવાની જરૂર નથી પરંતુ એટલુ ધ્યાનમા રાખવાનું છે કે તેમના જીવનનો આ સમય તેમને માટે નિર્વિઘ્ન કે વિના મુશ્કેલીએ ધારી દિશાએ જનારો નહોતો એક રીતે તેને નજીકમા જ આવનારા એક મહા-મંથનકાળની શરૂઆતનો વખત કહેવાય એટલે તેમના આ ઉમર સુધીના લખાણોમા પોતાની મનોદશા વિષે જે કેટલાક ઉદ્ગારો છે તે અહીં કાઈક તારવીને વિભાગવાર રજૂ કરવા ઠીક થશે તે ઉપરથી વાચક જોઈ શકશે કે તેમનામા એક બાજુ પોતાનામા ઊઠતી વાસનાઓ અને બહારથી આવી પડેલી ઉપાધિઓને કારણે ગૃહસ્થાશ્રમ સ્વીકારી, તેને નીતિમય બનાવી, પોતાની સુખભોગોની વૃત્તિઓ તેમજ બાહ્ય ઉપાધિઓને હળવી પાડવાની વૃત્તિ છે, જ્યારે બીજી બાજુ આત્મદર્શનની ઊંડી ઉત્કટ જિજ્ઞાસાને લીધે બધુ ત્યાગી માત્ર આત્મચિંતનમા લીન થવાની પણ ધાનાવેલી છે આ દશા તે ઉતાર

૧ આહારવિહારની નિયમિતતા સાચવુ, અર્થની સિદ્ધિ કરુ, ઉત્તમ પુરુષોએ આચરેલુ આર્ય જીવન આચરુ પરહિતને નિજહિત સમજુ, પરદુ ખને પોતાનું દુ ખ સમજુ, નીતિના બાધા ઉપર પગ ન મૂકુ, જિતેન્દ્રિય થાઉ, વિવેક-બુદ્ધિ સાચવુ: જ્ઞાનચર્ચા અને શાસ્ત્રાભ્યાસમાં ગૂંથાઉ, સંસારમાં રહ્યા છતાં તેને નીતિથી ભોગવતા રહી વિદેહી દશા પ્રાપ્ત કરું આત્મજ્ઞાન અને સજ્જનની સંગત રાખું,

તથા એમ જ્ઞાનીઓએ એકત્ર કરેલા અદ્દભુત નિધિનો ઉપયોગ કરું.

૨. મારો આત્મા દુઃખી છે. તે દુઃખ ટાળવાનો ઉપાય એટલો જ છે કે તેથી (સંસારથી) બાહ્યાભ્યંતરથી રહિત થવું. અને એમ થવાય છે, ઓર દશા અનુભવાય છે એમ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું. નિર્ગ્રંથ સદ્દગુરુના ચરણમાં પડવું જોઈએ. પણ જીવન બહુ ટૂકું છે; ઉપાધિ બહુ છે, અને ત્યાગ થઈ શકે તેમ નથી. તો પણ જિજ્ઞાસા તે વસ્તુની રાખ. સંસારને બંધન માન. પૂર્વકર્મ બળવાન છે માટે આ બધો પ્રસંગ બની આવ્યો છે એમ માની બેસીશ નહિ.

૩. આ દુઃખ ક્યા હેતુ? અને શાથી ટાળતુ? પોતે પોતાનો વેરી તે એમ. કેવી ખરી વાત છે? જુદે જુદે સ્થળે તેં સુખની કલ્પના કરી છે. હે મૂઢ! એમ ન કર. એ તને હિત કહુ છુ. અંતરમાં સુખ છે. માચું કહું છું. સ્ત્રીના ઉપર થતો મોહ અટકાવવા ત્વચા વિનાના સ્વરૂપનુ ચિંતન કરવુ. હે જીવ! ભોગથી શાંત થા. વિચાર તો ખરો કે એમાં શુ સુખ છે?

૪. જે મહાકામ માટે તુ જન્મ્યો છે તેનુ અનુપ્રેક્ષણ કર. ધ્યાન ધર. સમાધિસ્થ થા, કોઈ પણ અલ્પ ભૂલ સ્મૃતિમાંથી ન જવા દે. જેનો પ્રમાદ થયો છે તે માટે હવે પ્રમાદ ન થાય તેમ કર.

આ લખાણ ૧૬ વર્ષ પહેલાની વયનુ છે. તે ઉપરથી તે ઉંમર સુધીની તેમની મનોદશા આપણને જાણવા મળે છે. પરંતુ વીસમા વર્ષ સુધીમા તો તે લગ્ન કરવાનો

નિશ્ચય જ કરી લે છે એટલે ૧૬થી ૧૯ વર્ષની વય સુધીના, તેમની અંગત નોંધમાંથી તારવેલા નીચેના ઉતારાઓમાં ગૃહસ્થજીવન કેવી રીતે ગાળવું તથા વ્યવસ્થિત કરવું તેની તેમણે કરેલી સ્પષ્ટ કલ્પનાઓ આપણને જોવા મળે છે

૧ ગૃહસ્થાશ્રમ વિવેકી કરવો લોકઅહિત પ્રણીત ન કરવું ધર્મ વડે અર્થ પેદા કરું ભગવાનનો સિદ્ધાંત તૂટે તેમ સંસારવ્યવહાર ન ચલાવું સ્વાર્થે કોઈની આજીવિકા ન તોડું જીવહિંસક વેપાર ન કરું સ્વસ્ત્રીમાં સમભાવથી વર્તું અબ્રહ્મચર્ય ન સેવું નીતિ વિના સંસાર ન ભોગવું દશાંશ ધર્મમાં કાઢું સ્ત્રી વિદ્યાશાળી શોધું અને કરું પુત્રોને ભણાવ્યા વિના ન રહું તેમને ધર્મપાઠ શિખવાડું અને કુટુંબને સ્વર્ગ બનાવું — મોક્ષ બનાવું

૨ કોઈ કૃત્યમાં પ્રમાદ ન કરું મનોવીરત્વની વૃદ્ધિ કરું અયોગ્ય વિદ્યા ન સાધું નિર્માલ્ય અધ્યયન ન કરું વિચારશક્તિ ખીલવું આળસને ઉત્તેજન ન આપું દિનચર્યાનો ગેરઉપયોગ ન કરું ઉત્તમ શક્તિ સાધ્ય કરું ચારિત્રને અદ્‌ભુત કરું વિનય કીર્તિ, યશ સર્વપક્ષી પ્રાપ્ત કરવા શક્તિનો ગેરઉપયોગ ન કરું પ્રત્યેક વસ્તુનો નિયમ કરું નિયમ વિના વિહાર ન કરું ખોટો ઉદ્યમ કરું નહિ અનુદ્યમી પણ ન રહું

૩ કોઈ પણ દર્શનને નિંદું નહિ એકપક્ષી મતભેદ બાંધું નહિ અજ્ઞાનપક્ષને આરાધું નહિ પરમાત્માની ભક્તિ કરું તત્ત્વ આરાધતાં લોકનિંદાથી ડરું નહિ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરું

આ સાથે જ તેમનામાં બાળપણથી ચાલતી આવેલી ધર્મોદ્ધારની કલ્પના વધુ દૃઢ થતી જાય છે. તે નીચેના ઉતારાઓ ઉપરથી સ્પષ્ટ થશે :

જ્ઞાનનો ઉદ્ધાર કરવો. જુદા જુદા ધર્મોપદેશના ગ્રંથો વહેંચવા. જુદા જુદા ધર્મગ્રંથ યોજવા. મતમતાંતરનું સ્વરૂપ સમજાવવું. જે મનુષ્યો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થની પ્રાપ્તિ કરી શકવા ઇચ્છતા હોય તેમના વિચારને સહાયક થવું. કોઈ કાળે તત્ત્વથી જ દુનિયાના દુઃખનો નાશ થશે એવી મને ખાતરી છે. અસત્યનો ઉપદેશ આપું નહિ. આજીવિકા માટે ધર્મ બોધુ નહિ. ગુણ વગરનુ વક્તૃત્વ સેવુ નહિ.

છતા તે માટે પોતાને હજુ વધુ લાયકાત મેળવવી જોઈશે એમ પણ તે સમજતા જાય છે. અને તે માટે તેમણે પોતાનામા જોઈતી આવશ્યક ખિલવણીને કંઈક સ્પષ્ટ રીતે આંકવાનો પણ પ્રયત્ન કર્યો છે. (જુઓ 'શ્રીમદ રાજચંદ્ર' ગ્રંથ પા. ૧૨૨, લેખાંક ૩૦) તે વર્ષના અંતમાં એક કાગળમાં તે લખે છે :

"હજુ માગ દર્શનને જગતમાં પ્રવર્તન કરવાને કેટલોક વખત છે. હજુ હું સંસારમાં તમારી ધારેલી મુદત કરતાં વધારે રહેવાનો છું. . . . પ્રવર્તન કરવા પંચમકાળમાં જે જે ચમત્કારો જોઈએ છે તે એકત્ર છે અને થતા જાય છે. હમણાં એ સઘળા વિચારો કેવળ પવનથી પણ ગુપ્ત રાખજો. . . . હું થોડા વખતમાં સંસારી થવા ત્યાં આવવાનો છું."

* * *

અવધાન ઉપરાંત તેમનામાં સ્પર્શેન્દ્રિયની પણ વિલક્ષણ શક્તિ હતી તેમને બાર જુદા જુદા કદના પુસ્તક બતાવવામાં આવ્યા તથા તેમના નામ વાંચવા દેવામાં આવ્યા ત્યાર બાદ તેમની આંખોએ પાટા બાંધી દેવામાં આવ્યા અને એક પછી એક જુદા જુદા ક્રમમાં તે તેમના હાથમાં મૂકવામાં આવ્યા આમ પુસ્તકને હાથથી સ્પર્શ કરી તેના કદ ઉપરથી દરેકનુ નામ તેમણે કહી આપ્યું !

આ અવધાનોના પ્રયોગોએ માત્ર હિંદીઓના જ મન મુગ્ધ નહોતાં કર્યાં, પરંતુ તે વખતના ઉચ્ચ પદવી ધારણ કરનારા વિદેશી અંગ્રેજ અને યુરોપીય અમલદારોનું પણ ધ્યાન ખેંચ્યું હતું તેવી એક સભામાં મુંબઈની હાઈકોર્ટના મુખ્ય ન્યાયમૂર્તિ મિ૰ ચાર્લ્સ સારજન્ટ, ડૉ૰ પીટર્સન વગેરે વિદેશી તેમજ અન્ય સંભાવિત હિંદી સદ્ગૃહસ્થો હાજર હતા ત્યાં તેમણે ૧૦૦ અવધાન કરી બતાવ્યાં હતાં એ શક્તિથી ચકિત થઈ સર ચાર્લ્સે તેમને યુરોપમાં જઈને તેમની શક્તિના પ્રયોગો કરી બતાવવાનું સૂચવ્યું હતું પરંતુ શ્રીમદે ધાર્મિક, સામાજિક એમ અનેક કારણોથી તેમ કરવાની ના પાડી હતી

રહી જાય છે. . કોઈ કોઈ વાર મંગીઓ અને પરસંગીઓ તુચ્છ નિમિત્ત થઈ પડે છે તે વેળા તે વિવેક પર કોઈ જાતિનું આવરણ આવે છે ત્યારે આત્મા બહુ જ મૂંઝાય છે જીવનરહિત થવાની — દેહત્યાગ કરવાની — દુખદ સ્થિતિ કરતાં તે વેળા ભયંકર સ્થિતિ થઈ પડે છે . . "

પોતાના ચિત્તમા ચાલી રહેલુ મંથન — બે વિરોધી વૃત્તિઓ વચ્ચેની આ અથડામણુ — અને તેને લઈને "જીવન-રહિત થવાની દુખદ સ્થિતિ કરતા પણ ભયંકર" સ્થિતિનુ વર્ણન તેમણે બીજા એક મર્મવેધી પત્રમા કર્યું છે

"દુખિયા મનુષ્યોનુ પ્રદર્શન કરવામા આવ્યુ હોય તો ખચિત તેના શિરોભાગમા હું આવી શકું . તમે મને સ્ત્રી સંબધી, લક્ષ્મી સંબધી, પુત્ર સંબધી, કીર્તિ સંબધી, ભય સંબધી કાયા સંબધી અથવા (એ) સર્વ સંબધી કંઈ દુખ લેખશો નહિ મને દુખ બીજી રીતિનુ છે તે દરદ વાતનુ નથી, કફનુ નથી, કે પિત્તનું નથી તે શરીરનુ નથી, વચનનુ નથી કે મનનુ નથી ગણો તો બધાયનુ છે અને ન ગણો તો એકેકેનું નથી . મારી વિજ્ઞાપના તે નહિ ગણુવા માટે છે કારણ એમા કાંઈ ઓર મર્મ રહ્યો છે

"તમે જરૂર માનજો કે હું વિના દીવાનાપણે આ કલમ ચલાવુ છુ . આ દેહમાં મે મુખ્યે બે ભવ કર્યા છે અમુખ્યનો હિસાબ નથી નાનપણની નાની સમજણમા કોણ જાણે ક્યાથીયે મોટી કલ્પનાઓ આવતી સુખની જિજ્ઞાસા પણ ઓછી નહોતી અને સુખમાં પણ મહાલય, બાગબગીચા, લાડીવાડીના કાંઈક માન્યાં હતાં

## ૩

## ગૃહસ્થાશ્રમમા પ્રવેશ

### ૧

શ્રીમદે સં ૧૯૪૪ની મહા શુદ ૧૨ને રોજ, ૧૯ વર્ષની વયે, મહૂમ ઝવેરી રેવાશકરભાઈ જગજીવનદાસ મહેતાના મોટા ભાઈ પોપટલાલના પુત્રી ઝબકબાઈ સાથે લગ્ન કર્યું. શ્રીમદ જેવા ભૂગથી વિચારવાન પુરુષે પુખ્ત વયે પહોચી લગ્નની જવાબદારી સ્વીકારી એ કઈ મનોદશામા, એ એમની જીવનસાધનાની દૃષ્ટિએ બોધક ચર્ચા છે પરતુ આવી જાતની સફળ ચર્ચા કરવા કદાચ આપણી પાસે પૂરી સામગ્રી નથી શ્રીમદે પોતે તે કાળ દરમ્યાન નોધેના પોતાના વિચારો તેમના પ્રસિદ્ધ ગ્રથમાથી મળી આવે છે એ ઉપરાત તો તે કાળે તેમની સાથે રહેલા કે બીજી રીતે પરિચયમા આવેલા લોકો પાસેથી સાભળનારા પોતાના સસ્મરણો આપે ત્યારે આપણા મહાન પુરુષોના આવાં સંસ્મરણોનું સાહિત્ય હજી આપણી ભાષામા જૂજ જ છે

૩

# ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ

૧

શ્રીમદે સં ૧૯૪૪ની મહા શુદ ૧૨ને રોજ, ૧૯ વર્ષની વયે, મહૂમ ઝવેરી રેવાશંકરભાઈ જગજીવનદાસ મહેતાના મોટા ભાઈ પોપટલાલના પુત્રી ઝબકબાઈ સાથે લગ્ન કર્યું. શ્રીમદ જેવા મૂળથી વિચારવાન પુરુષે પુખ્ત વયે પહોંચી લગ્નની જવાબદારી સ્વીકારી એ કઈ મનોદશામાં, એ એમની જીવનસાધનાની દૃષ્ટિએ બોધક ચર્ચા છે પરંતુ આવી જાતની સહજ ચર્ચા કરવા કદાચ આપણી પાસે પૂરી સામગ્રી નથી શ્રીમદે પોતે તે કાળ દરમ્યાન નોંધેલા પોતાના વિચારો તેમના પ્રસિદ્ધ ગ્રંથમાંથી મળી આવે છે. એ ઉપરાંત તો તે કાળે તેમની સાથે રહેલા કે બીજી રીતે પરિચયમાં આવેલા લોકો પાસેથી સાંભળનારા પોતાના સસ્મરણો આપે ત્યારે આપણા મહાન પુરુષોના આવા સંસ્મરણોનું સાહિત્ય હજી આપણી ભાષામાં જૂજ જ છે.

અને એ બાબતની દૃષ્ટિ પણ ભારે ખીલી ન કહેવાય એટલે આ ચર્ચા એટલે અંશે અધૂરી છે છતાં શ્રીમદના પોતાના વચનો પણ કાંઈક મનોદશાવ્યંજક તો થશે જ તે વર્ષમાં મુંબાઈથી એક સ્નેહીને લખેલા પત્રમાં તે જણાવે છે

'લક્ષ્મી ઉપર પ્રીતિ નહિ છતાં કોઈ પણ પરાર્થિક કામમાં તે બહુ ઉપયોગી થઈ પડશે એમ લાગવાથી મૌન ગ્રહી અહીં તે સંબંધી બગવડમાં હતો અને તે બાબત ધારેલું પરિણામ આવવાનો બહુ વખત પણ નહોતો" આમ 'મૌનગ્રહી' તે ધનોપાર્જનના કામમાં થોડો જ વખત થયા પડ્યા છે અને તેમની તે પ્રવૃત્તિનું 'ધારેલું પરિણામ આવવાનો બહુ વખત પણ નહોતો,' તે વખતે કન્યાપક્ષવાળાઓના 'આગ્રહથી' તથા તેમના પ્રત્યેના પોતાના 'મમત્વથી,' તે 'સઘળું પડતું મૂકી, વદ ૧૩ કે ૧૪ (પોતાની) ને રોજ' 'ત્વરાથી' મુંબઈ છોડી પાણિગ્રહણ કરવા નીકળે છે ઉપરના જ કાગળમાં તે પુછાવે છે

"આ શુભ પ્રસંગમાં તેઓ (કન્યાપક્ષીઓ) સદ્‌વિવેકી નીવડી, રૂઢિથી પ્રતિકૂળ રહી, પરસ્પર કુટુંબરૂપે સ્નેહ બંધાય એવી સુંદર યોજના તેઓના હૃદયમાં છે કે? આપ તેમને તેવી યોજના સૂચવશો? બીજો કોઈ સૂચવશે? એ ધ્યાન પુન પુન હૃદયમાં પર્યટન કરે છે" લગ્નવિધિમાં પણ જૂની રૂઢિઓને અનુસરવાનું છોડી, સદ્‌વિવેકપૂર્વક વ્યવહાર કરવાની સૂચના તે શા માટે કરી ગયા છે તેનું કારણ જોવા જેવું છે

"નિદાન સાધારણ વિવેકીઓ જે વિચારને આકાશી ગણે તેવા વિચારો, તથા જે પદ આજ રાજ્યશ્રી ચક્રવર્તિની

વિમ્ટોગ્નિયાને દુર્લભ છે — કેવળ અસંભવિત છે — તે વિચારીશ, તે વસ્તુ, અને તે પદની કેવળ ઇચ્છા હોવાથી ઉપર જણાવ્યુ (લગ્નવિધિમા વિવેક વાપરવા વિષે) તેથી કંઈ પણ લેશ પ્રતિકૂળ બને તો તે પદાભિલાષી પુરુષના ચરિત્રને પરમ ઝાખપ લાગે તેમ છે"

લગ્ન પહેલાના વર્ષમા જ તેમણે લખ્યુ છે "કુટુંબ રૂપી કાજળની કોટડીના વાસથી સંસાર વધે છે ગમે તેટલી તેની સુધારણા કરશો તો પણ એકાતથી જેટલો સંસાર ક્ષય થવાનો છે તેનો સોમો હિસ્સો પણ તે કાજળગૃહમા રહેવાથી થવાનો નથી કષાયનુ (મલિન વૃત્તિઓનુ) તે નિમિત્ત છે, મોહને રહેવાનો અનાદિકાળનો પર્વત છે '

આમ જાણવા છતા તે લગ્ન કરવા કબૂલ થાય છે અને લગ્ન કરે છે

હવે આપણે આગળ ચાલીએ તેમના લગ્નના વર્ષ દરમ્યાન "સ્ત્રીના સબધમા સાગ વિચાર" એ મથાળા હેઠળ તે લખે છે

"સ્ત્રી એ સસારનુ સર્વોત્તમ સુખ કલ્પાયુ છે પણ તેમ નથી જ સ્ત્રીથી જે સયોગસુખ ભોગવવાનુ ચિહ્ન તે વિવેકથી દૃષ્ટિગોચર કરતા વમન કરવાને યોગ્ય ભૂમિકાને પણ યોગ્ય રહેતુ નથી. વળી એ સુખ ક્ષણિક, ખેદ અને ખસના દરદરૂપ જ છે તે વેળાનો દેખાવ હૃદયમા ચીતરાઈ રહી હસાવે છે કે રી આ ભુલવણી?

. અહીં હું સ્ત્રીના અવયવાદિ ભાગનો વિવેક કરવા બેઠો નથી, પણ ત્યા ફરી આત્મા ન જ ખેચાય એ વિવેક થયો છે તેનું સહેજ સૂચન કર્યું સ્ત્રીમા દોષ નથી પણ

આત્મામા છે              માટે એ દોરથી રહિત થવુ એ
જ પરમ જિજ્ઞાસા છે  શુદ્ધ ઉપયોગ (આનન્દવૃત્તિ)ની જો
પ્રાપ્તિ થઈ તો પછી તે સમયે સમયે પૂર્વોપાર્જિત મોહનીય
કર્મને ભસ્મીભૂત કરી શકશે              પણ પૂર્વોપાર્જિત
હજુ સુધી મને પ્રવર્તે છે ત્યા સુધી મારી શી દશાથી
શાંતિ થાય?              સ્ત્રીના સંબધમા કાંઈ પણ રાગદ્વ
રાખવા મારી અશમાત્ર ઇચ્છા નથી પણ પૂર્વોપાર્જનથી
ઇચ્છાના પ્રવર્તનમા અટક્યો છુ'*

આમ "પૂર્વોપાર્જન" જણાવીને તેઓશ્રી આગળ
લખે છે 'સ્ત્રીનું કોઈ અંગ લેશમાત્ર સુખદાયક નથી, છતા
મારો દેહ ભોગવે છે              નિયમ પાળવાનુ દઢ
ચ્છતા છતા નથી પળતો એ પૂર્વકર્મનો જ દોષ છે
ટું એમા થી લેશ પણ રાગયુક્ત નથી છતા તેને જ
ભોગવુ છુ કાંઈ મે સાચ્યુ નથી              અસારે
હું કોણ છુ તેનુ મને પૂર્ણ ભાન નથી              હે
જીવ! તું ભૂલ મા  સુખ અતરમા છે તે બહાર શોધવાથી
નહિ મળે              અતરની સ્થિતિ થવા માટે બાહ્ય
પદાર્થો સંબંધીનુ આશ્ચર્ય ભૂલ

તો અનંત ભવનું સાટું વળી રહેશે એમ હું સમજ્યો છું. અને તેમ કરવામાં જ મારી પ્રવૃત્તિ છે. એ મહાબંધનથી રહિત થવામાં જે જે સાધનપદાર્થ શ્રેષ્ઠ લાગે તે ગ્રહવા એ જ (મારી) માન્યતા છે. તો પછી તે માટે જગતની અનુકૂળતાપ્રતિકૂળતા શું જોવી? તે ગમે તેમ બોલો પણ આત્મા જો બંધનરહિત થતો હોય, તો તેમ કરી લેવું. . . . આ તમારા 'માનેલા મુરબ્બી' માટે કોઈ પણ પ્રકારે હર્ષશોક કરશો નહિ. તેની ઇચ્છા સંકલ્પવિકલ્પથી રહિત થવાની જ છે. . . . જગતમાંથી જે પરમાણુ પૂર્વકાળે ભેળાં કર્યાં છે તે હળવે હળવે તેને આપી દઈ, ઋણમુક્ત થવું એ જ તેની સદા ઉપયોગી, વહાલી, શ્રેષ્ઠ અને પરમ જિજ્ઞાસા છે. બાકી તેને કાંઈ આવડતું નથી, તે બીજું કંઈ ઇચ્છતો નથી. પૂર્વકર્મના આધારે તેનું સઘળું વિચરવું છે. . . . જ્યાંત્યાંથી રાગદ્વેષરહિત થવું એ જ મારો ધર્મ છે."*

બીજા એક પત્રમાં તે લખે છે "તત્ત્વજ્ઞાનની ગુપ્ત ગુફાના દર્શન લેતા ગૃહાશ્રમથી વિરક્ત થવાનું અધિકતર સૂઝે છે. અને ખચિત તે તત્ત્વજ્ઞાનનો વિવેક પણ આને ઊગ્યો હતો. કાળના બળવત્તર અનિષ્ટપણાને લીધે, તેને યથાયોગ્ય સમાધિસંગની અપ્રાપ્તિને લીધે, તે વિવેકને મહાખેદની સાથે ગૌણ કરવો પડ્યો અને ખરે! જો તેમ ન થઈ શક્યું હોત તો તેના જીવનનો અંત આવત."

પછી તે આગળ ચાલે છે: "જે વિવેકને મહાખેદની સાથે ગૌણ કરવો પડ્યો છે તે વિવેકમાં જ ચિત્તવૃત્તિ પ્રસન્ન

* મૂળ લખાણ ટૂંકાવ્યું છે.

બાવીસમા વર્ષ સુધીમાં તેમની આતર દશાનો કાઈક ખ્યાલ આપણે તેમના ઉપર ટકેલા શબ્દોમાં મેળવી શકીએ છીએ સુજ્ઞ પુરુષો પોતાના દોષોને મોટા જુએ છે અને ગુણોનુ વર્ણન કરતા નથી, એટલે સ્વાભાવિક રીતે આ વર્ણનમાં દોષો ઉપર વધારે ભાર મુકાયો હશે. પરંતુ એટલુ આપણે જોઈ શકીએ છીએ કે લગ્ન કરીને તેમણે પોતા પર કારમુ મારયુદ્ધ નોતર્યું છે અને તેમા તે હાથમા પ્રાણ લઈને ઘૂમ્યા છે પરંતુ થોડા જ વખતમા તે તેમાથી વિજયી તથા વધુ તેજસ્વી થઈ બહાર સાગમમા નીકળી જાય છે અને તેમની આતર દશા એક વિશિષ્ટ પ્રકારની તીવ્રતા પકડતી જાય છે તેવીસમા વર્ષમા દાખલ થઈએ છીએ ત્યા તો રણસગ્રામની ધૂળને બદલે આપણને એક શાત સમાહિત અને આત્મલક્ષી પુરુષનુ દર્શન થાય છે આ વર્ષ દરમ્યાન તેમની સમાધિદશા વધતી જાય છે તેના વર્ણનના અમૂલ્ય મોતી માધર જીવનની ધન્ય પળોનુ ચીરસ્મારક છે તેમાથી થોડાઘણા ઉતારા આપવાનો લોભ ખાળી શકાતો નથી

કંઈ સ્પર્શતું ગમતું. . . . તથાપિ તે પ્રત્યે આશા નિરાશા કંઈ જ ઊગતું જણાતું નથી. તે હો તો પણ ભલે, અને ન હો તો પણ ભલે."

"પ્રભાતમાં વહેલો ઊઠયો ત્યારથી કોઈ અપૂર્વ આનંદ વર્ત્યા જ કરતો હતો. . . . (એ) એકાકાર વૃત્તિનું વર્ણન શબ્દે કેમ કરી શકાય? દિવસના બાર બજ્યા સુધી રહ્યું. અપૂર્વ આનંદ તો તેવો ને તેવો જ છે, પરંતુ બીજી જ્ઞાનની વાર્તા કરવામાં ત્યાર પછીનો કાળક્ષેપ કર્યો. . . ."

"હવે અમે અમારી દશા કોઈ પણ પ્રકારે કહી શકવાના નથી, તો લખી ક્યાંથી શકીશું? મુક્તિયે નથી જોઈતી અને જૈનનું કેવળજ્ઞાને જે પુરુષને નથી જોઈતું તે પુરુષને પરમેશ્વર હવે કયું પદ આપશે? . . ."

"અલખ નામ ધુની લગી ગગનમેં, મગન ભયા મન મેરાજી.
આસન મારી સુરત દૃઢ ધારી, દિયા અગમ ઘર ડેરાજી
દરસ્યા અલખ દેદારાજી"

"આજના પ્રભાતથી નિરંજનદેવની કોઈ અદ્‌ભુત અનુગ્રહતા પ્રકાશી છે. આજે ઘણા દિવસ થયા ઇચ્છેલી પરાભક્તિ કોઈ અનુપમ રૂપમાં ઉદય પામી છે . . . એને લીધે આજની પરમ અદ્‌ભુત દશા છે. એવી દશાથી જીવ ઉન્મત્ત પણ થઈ ગયા વિના રહેશે નહિ. વાસુદેવ હરિ ચાહીને કેટલોક વખત અંતર્ધાન પણ થઈ જાય. . . . માટે અમે અસંગતાને ઇચ્છીએ છીએ. . . . સત્સંગની માત્ર ખામી છે અને વિકટ વાસમાં નિવાસ છે. હરિઇચ્છાએ

હર્ષાક્ષર્ષાની વૃત્તિ છે એટલે કંઈ ભેદ તો નથી, પણ ભેદનો પ્રકાશ કરી શકાતો નથી, એ ચિત્તના નિરંતર રહ્યા કરે છે."

"ચિત્તની દશા ચૈતન્યમય રહ્યા કરે છે. જેથી વ્યવહારનાં બધાં કાર્ય ઘણું કરીને અવ્યવસ્થાથી કરીએ છીએ. હરીચ્છા સુખદાયક માનીએ છીએ એટલે જે ઉપાધિજોગ વર્તે છે તેને પણ સમાધિજોગ માનીએ છીએ. ચિત્તની અવ્યવસ્થાને લીધે મુહૂર્તમાત્રમાં કરી શકાય તેવું કાર્ય વિચારતાં પણ પખવાડિયું વ્યતીત કરી નંખાય છે અને વખતે તે કાર્ય કર્યા વિના જ જવા દેવાનું થાય છે. બધા પ્રસંગોમાં તેમ થાય તો પણ હાનિ માની નથી. . . . એવી ચિત્તની દશા નિરંકુશ થઈ રહી છે. . .

"એક પુરાણપુરુષ અને પુરાણપુરુષની પ્રેમસંપત્તિ વિના અમને કંઈ ગમતું નથી. અમને કોઈ પદાર્થમાં રુચિમાત્ર રહી નથી. કંઈ પ્રાપ્ત કરવાની ઇચ્છા થતી નથી. વ્યવહાર કેમ ચાલે છે એનું ભાન નથી. . . . અમે દેહધારી છીએ કે કેમ તે સંભારીએ ત્યારે માડ જાણીએ છીએ. . . . પોતાની ઇચ્છાએ થોડી જ પ્રવૃત્તિ કરવામાં આવે છે. જેમ હરિએ ઇચ્છેલો ક્રમ દોરે તેમ દોરાઈએ છીએ. હૃદય પ્રાયે શૂન્ય જેવું થઈ ગયું છે. . . . એક પ્રકારે પૂર્ણ ઘેલછા છે. . . . છતાં વેપાર કરીએ છીએ, લઈએ છીએ, દઈએ છીએ, લખીએ છીએ, હસીએ છીએ. . . . જેનું ઠેકાણું નથી એવી અમારી દશા છે. . . . અમારો દેશ હરિ છે, જાત

હરિ છે, કાળ હરિ છે, દેહ હરિ છે, નામ હરિ છે, સર્વ હરિ છે."

આમ છતાં પોતાની આંતર દશાથી તેમને હજુ જે અસંતોષ છે તે તેમણે આ શબ્દોમાં વ્યક્ત કર્યો છે: "યથાયોગ્ય દશાનો તો હજુ મુમુક્ષુ છું. . . . તેવા કાંઈ ગુણો મારામાં પ્રકાશિત થયા હોય એમ મને લાગતું નથી. માત્ર રુચિ ઉત્પન્ન થઈ છે એમ ગણીએ તો ગણી શકાય તથાપિ સર્વ પૂર્ણતા પ્રાપ્ત થયા વિના આ જીવ શાંતિને પામે એવી દશા જણાતી નથી."

આ વર્ષ દરમ્યાન તેમની નોંધોમાં બીજી એક મહત્ત્વની બીના આપણને જોવાની મળે છે. અને તે એ કે, નાનપણથી ઉપદેશક બનવાની અને ધર્મસુધાર કરવાની તેમનામાં જે વૃત્તિ હતી તે દૂર ધકેલાતી જાય છે. તેનાં કારણો તેમના પોતાના શબ્દોમાં નીચે પ્રમાણે છે·

"હવે છેવટની નિર્વિકલ્પ સમાધિ પામવી છે, જેથી કોઈ પણ પ્રકારે અમૃતસાગરનું અવલોકન કરતા અલ્પ પણ માયાનું આવરણ બાધ કરે નહિ, અવલોકન સુખનું અલ્પ પણ વિસ્મરણ થાય નહિ . . . આવી દશા પામવાથી પરમાર્થે કરેલો પ્રયત્ન સફળ થાય છે. અને એવી દશા થયા વિના પ્રગટ માર્ગ પ્રકાશવાની પરમાત્માની આજ્ઞા નથી એમ મને લાગે છે. માટે દૃઢ નિશ્ચય કર્યો છે કે એ દશાને પામીને પછી પ્રગટ માર્ગ કહેવો — પરમાર્થ પ્રકાશવો. ત્યાં સુધી નહિ અને એ દશાને હવે કાંઈ ઝાઝો વખત પણ નથી. પંદર અંશે તો પહોંચી જવાયુ છે. . . . સર્વ પ્રકારનો એક દેશ બાદ કરતા બાકી સર્વ

અનુભવાયું છે. (એ) એક દેશ (પણ) સમાગમ વિના રહ્યો નથી, પણ યોગ (મન, વચન, કાયા)થી અસંગ થવા વનવાસની આવશ્યકતા છે. અને એમ થયે એ દેશ અનુભવાશે. . . . આટલા માટે હમણાં તો કેવળ ગુપ્ત થઈ જવું યોગ્ય છે. . . . વેદોદયનો નાશ થતાં સુધી ગૃહવાસમાં રહેવું યોગ્ય લાગે છે. . . . જ્યાં સુધી અસંગ થઈશું નહિ અને ત્યાર પછી તેની (પરમેશ્વર)ની ઇચ્છા મળશે નહિ. ત્યાં સુધી પ્રગટ રીતે માર્ગ કહીશું નહિ. . . . હરિએ સાક્ષાત્ દર્શનથી જ્યાં સુધી તે વાત પ્રેરી નથી, ત્યાં સુધી ઇચ્છા થતી નથી — થવાની નથી."

આમ છતાં તેમના સંબંધમાં જે કોઈ આવતા તે તેમની વિભૂતિથી આકર્ષાઈ તેમની પાસેથી માર્ગ પામવા ઉત્સુક થાય તેમાં નવાઈ નથી. પરંતુ તેમની આગળ પણ, કોઈએ તેનાથી જરા પણ વધારે ન દેખાવાની તેમની જે સરળતા છે તે જોવા જેવી છે:

"તમે મારા સંબંધી જે જે પ્રસ્તુતિ દર્શાવી તે તે મેં બહુ મનન કરી છે. . . . પરંતુ તેવા ગુણો કાંઈ મારામાં પ્રકાશિત થયા હોય એમ મને લાગતું નથી. માત્ર રુચિ ઉત્પન્ન થઈ એમ ગણીએ તો ગણી શકાય. . . ."

"તમે અને બીજા જે જે ભાઈઓ મારી પાસેથી કંઈ આત્મલાભ ઇચ્છો છો તે તે, તે લાભ પામે એ મારી અંતઃકરણથી ઇચ્છા જ છે. તથાપિ તે લાભ આપવાની જે યથાયોગ્ય પાત્રતા, તેમાં મને હજુ કંઈક આવરણ છે. . . . ફરી ફરી અનુકંપા આવી જાય છે. પણ નિરુપાયતા

આગળ શુ કરુ? પોતાની કંઈ ન્યૂનતાને પૂર્ણતા કેમ કહું?"

આ પ્રસગે જ એક બીજા ફેરફારની પણ નોંધ લેવી ઘટે છે જોકે તેને 'ફેરફાર' કહેવો એ વધારેપડતુ છે. છતા ૧૭મા વર્ષ સુધી તેમજ તે વર્ષ દરમ્યાન શ્રીમદે લખેલા 'મોક્ષમાળા' આદિ ગ્રથોમા 'જૈનદર્શન જ સાચુ છે,' 'બીજાં દર્શનો અપૂર્ણ છે,' 'જૈનદર્શનના પ્રવર્તક પુરુષો જ પૂર્ણ જ્ઞાની હતા' એવા ભાવાર્થના આગ્રહી વાક્યો ઠેર ઠેર નજરે પડે છે. કેટલીક જગાએ તો તે વાક્યો એવુ એકાતિકપણુ પકડે છે કે પહેલી નજરે તો કોઈ પણ સમભાવી હૃદયને આઘાત જ પહોચે પરંતુ પછીના વર્ષોમાં તે વસ્તુ એકદમ બદલાઈ જાય છે અને અમુક દર્શન, પંથ કે વાડામા જ સત્ય સમાયુ છે એમ માનવાને બદલે, સત્ય આત્માનુભવમા જ રહેલુ છે એવા અભિપ્રાયના વાક્યો તેમના લખાણોમા ઠેર ઠેર માલૂમ પડે છે તે ફેરફારની બધી બાજુઓ દર્શાવતા નીચેના ઉતારાઓ વાચકને જરૂર ગમશે.

"ગમે તે સંપ્રદાય—દર્શન—ના મહાત્માઓનો લક્ષ એક 'સત્' જ છે વાણીથી અકથ્ય હોવાથી મૂંગાની શ્રેણે સમજાવ્યુ છે, જેથી તેઓના કથનમા કંઈક ભેદ લાગે છે. વાસ્તવિક રીતે ભેદ નથી."

"મોક્ષના માર્ગ બે નથી શ્રીમહાવીર જે વાટેથી તર્યા તે વાટેથી શ્રીકૃષ્ણ તરશે, જે વાટેથી શ્રીકૃષ્ણ તરશે તે વાટેથી શ્રીમહાવીર તર્યા છે. એ વાટ ગમે ત્યા બેઠા, ગમે તે કાળે, ગમે તે શ્રેણીમા, ગમે તે યોગમા જ્યારે પમાશે

ત્યારે પવિત્ર, શાશ્વત સત્પદના અનંત અતીન્દ્રિય સુખનો અનુભવ થશે. તે વાટ સર્વ સ્થળે સંભવિત છે. કોઈ પણ ધર્મ સંબંધી મતભેદ રાખવો છોડી દઈ એકાગ્ર ભાવથી સમ્યક્ યોગે એ જ માર્ગ સંશોધન કરવાનો છે. તે માર્ગ આત્મામા રહ્યો છે આત્મત્વપ્રાપ્ત પુરુષ જ્યારે યોગ્યતા ગણી તે આત્મત્વ અર્પશે ત્યારે જ તેની વાટ મળશે. ત્યારે જ તે મતભેદાદિક જશે મતભેદ રાખી કોઈ મોક્ષ પામ્યા નથી."

"જૈનના આગ્રહથી જ મોક્ષ છે એમ ( આ ) આત્મા ઘણા વખત થયા માનતુ ભૂલી ગયો છે. મુક્તભાવમા મોક્ષ છે એમ ધાર્યું છે."

"વાડામા કલ્યાણ નથી. અજ્ઞાનીના વાડા હોય જેના રાગદ્વેષ અને અજ્ઞાન ગયા તેનું કલ્યાણ બાકી અજ્ઞાની કહે કે મારા ધર્મથી કલ્યાણ છે તો તે માનતુ નહિ એમ કલ્યાણ હોય નહિ જે જ્ઞાની પુરુષના વચનથી આત્મા ઊંચો આવે તે સાચો માર્ગ. તે પોતાનો માર્ગ. 'આપણો ધર્મ' એવી કલ્પના છે. આપણો ધર્મ શું? મહાસાગર કોઈનો નથી તેમ ધર્મ કોઈના બાપનો નથી. જેમા દયા, સત્ય આદિ હોય તે પાળો તે કોઈના બાપના નથી અનાદિકાળના છે શાશ્વત છે જીવે ગાંઠ પકડી છે કે 'આપણો ધર્મ' છે. પણ શાશ્વત માર્ગ શું? શાશ્વત માર્ગથી સૌ મોક્ષે ગયા છે. રજોહરણો, દોરો કે મુમતી કપડા કોઈ આત્મા નથી. વહોરાના નાડાની માફક જીવ પક્ષનો આગ્રહ પકડી બેઠો છે, એવી જીવની મૂઢતા છે. 'આપણા જૈનધર્મના શાસ્ત્રમા બધુ છે,' 'શાસ્ત્રો આપણી

પામે છે,' એવુ મિથ્યાભિમાન જીવ કરી બેઠો છે. મતભેદને છેદે તે જ સાચા પુરુષ વિચારવાનને માર્ગનો ભેદ નથી. માર્ગ વિચારવાનને પૂછવા."

"જ્યારે જૈન શાસ્ત્ર વાંચવા જણાવીએ ત્યારે જૈની કરવા જણાવતા નથી; વેદાંતશાસ્ત્ર વાંચવા જણાવીએ ત્યારે વેદાંતી કરવાને જણાવતા નથી. . . . માત્ર જે જણાવીએ છીએ તે તમ સર્વને ઉપદેશ લેવા અર્થે જણાવીએ છીએ. જૈન અને વેદાંતી આદિનો ભેદ ત્યાગ કરો. આત્મા તેવો નથી"

"(વેદાંતનુ) 'એક બ્રહ્મ સ્વરૂપ' વિચારવામા અડચણ નથી. અથવા (જૈનના) 'અનેક આત્મા' વિચારવામાં અડચણ નથી. તમને અથવા કોઈ મુમુક્ષુને પોતાના સ્વરૂપનુ જાણવુ એ મુખ્ય કર્તવ્ય છે."

"જે વડે વૈરાગ્યની વૃદ્ધિ થાય તે વાંચન વિશેષ કરીને રાખવું. મતમતાતરનો ત્યાગ કરવો અને જેથી મત-મતાતરની વૃદ્ધિ થાય તેવુ વાચન લેવુ નહિ"*

આ વર્ષો દરમ્યાન જ તેમને વેપારની તથા અન્ય ઉપાધિઓ વધી હોવા છતા પોતે અતરમા પ્રાપ્ત કરેલી સ્વસ્થતાથી એ બધીને તે સમતાથી વેદતા જાય છે આ સમયના પોતાના એક પત્રમા તે લખે છે

"જ્યારે આ વ્યવહારોપાધિ ગ્રહણ કરી ત્યારે તે ગ્રહણ કરવાનો હેતુ આ હતો કે, 'ભવિષ્યકાળે જે ઉપાધિ ઘણો વખત રોકશે, તે ઉપાધિ વધારે દુ ખદાયક થાય તો

* ઉપરના ઉતારાઓમા મૂળ લખાણ ટૂંકાવ્યુ છે

## ૪

## વાનપ્રસ્થ

ગયા પ્રકરણમા આપણે શ્રીમદના જીવને લગ્ન પછી લીધેલો અચૂક પલટો જોઈ આવ્યા, તથા ચોવીસમા વર્ષ સુધીમા તેમની સાધના કેવી જોરશોર વૃદ્ધિગત થતી ચાલી તે પણ તપાસી આવ્યા આ પ્રકરણમા તે પ્રવાહ આગળ કેવી રીતે વધતો ચાલ્યો તે આપણે તપાસીશુ

પચીસમા વર્ષમા શ્રીમદની તે 'મસ્તી' વધતી જાય છે. અને તેનો એક પુરાવો એ છે કે એ વર્ષ દરમિયાન પોતાના પત્રોમાં તે પોતાને માટે 'યથાર્થ બોધસ્વરૂપ', 'શ્રી બોધસ્વરૂપ', 'બોધબીજ', 'સમસ્થિતભાવ', 'સ્વરૂપસ્થ', 'નિષ્કામ આત્મસ્વરૂપ', 'સહજસ્વરૂપ' વગેરે ઉપનામો વાપરે છે એક સ્થળે તો સંપૂર્ણ ઉન્મતાવસ્થામા આવી જઈ તે પોતે પોતાને જ પ્રણામ કરી બેસે છે આ રહી તે અનુપમ લીટી "અવિષમપણે જ્યાં આત્મધ્યાન વર્તે છે, એવા જે 'શ્રીરાયચંદ' તે પ્રત્યે ફરી ફરી નમસ્કાર " પરંતુ તે પ્રબળ આત્મચિંતન અને ગાઢ સ્વરૂપસ્થિતિની

દશાની સાથે સાથે જ તેમની વ્યાવહારિક ઉપાધિ પણ તેટલી જ સત્ત્વર બનતી જાય છે. પોતાની આંતરદશા અને બાહ્યઉપાધિ — એ બેની વચ્ચે તે પુરુષાર્થમણિએ કેવી રીતે સુમેળ સાધ્યો એ જ આ વર્ષ દરમ્યાન તેમની નોંધના ઉતારાઓમાંથી જોવાનું રહે છે. તે લખે છે:

"કોઈ એવા પ્રકારનો ઉદય છે કે અપૂર્વ વીતરાગતા છતાં વેપાર સંબંધી પ્રવર્તન કરી શકીએ છીએ. તેમજ બીજાં પણ ખાવાપીવા વગેરેનાં પ્રવર્તન માંડ માંડ કરી શકીએ છીએ. મન ક્યાંય વિરામ પામતું નથી. . . . આત્મા આત્મભાવે વર્તે છે. સમયે સમયે અનંતગુણવિશિષ્ટ આત્મભાવ વધતો હોય એવી દશા રહે છે. . . . જેમ જેમ તેમ થાય છે તેમ તેમ પ્રવૃત્તિપ્રસંગ પણ વધ્યા કરે છે. જે પ્રવૃત્તિનો પ્રસંગ થશે એમ નહિ ધારેલું તે પણ પ્રાપ્ત થયા કરે છે. અને એથી એમ માનીએ છીએ કે ઉતાવળે પૂર્વે નિબંધન કરેલાં એવાં કર્મો નિવૃત્ત થવા માટે ઉદયમાં આવે છે. . . . જાણીએ છીએ કે ઘણા કાળે જે પરિણામ પ્રાપ્ત થવાનું છે તે તેથી થોડા કાળે પ્રાપ્ત થવા માટે વિશેષપણે વર્તે છે . . . તે ઉપાધિજોગના વેદવાથી જે પ્રારબ્ધ નિવૃત્ત થવાનુ છે, તે તે જ પ્રકારે વેદવા સિવાયની બીજી ઇચ્છા વર્તતી નથી એટલે તે જ જોગે પ્રારબ્ધ નિવૃત્ત થવા દેવું યોગ્ય છે એમ જાણીએ છીએ અને તેમ સ્થિતિ છે."

"ચિત્ત બંધનવાળું થઈ શકતું ન હોવાથી જે જીવો સંસાર સંબંધે સ્ત્રીઆદિ રૂપે પ્રાપ્ત થયા છે, તે જીવોની ઇચ્છા પણ દુભવવાની ઇચ્છા થતી નથી. અર્થાત્ તે પણ

(સં ૧૯૫૬) દરમ્યાન સ્ત્રી અને લક્ષ્મીનો ત્યાગ કરી વાનપ્રસ્થાશ્રમ સ્વીકારે છે આ વર્ષ દરમ્યાન સંપૂર્ણ સંન્યાસ લેવા માટે તેમની સર્વ પ્રકારની બાહ્ય તેમજ આંતર તૈયારી થઈ ચૂકી છે પણ અચાનક તેમનું શરીર તે અરસામાં જ ભાંગી પડવા લાગે છે એટલે મુનિ દેવકરણજી જ્યારે શ્રીમદના માતુશ્રીને સંપૂર્ણ સંન્યાસ લેવાની રજા શ્રીમદને આપવાની વિનતિ કરે છે ત્યારે તેમના માતુશ્રી વચમાં માત્ર એટલી મહેતલ માગે છે કે આ બિમારીમાંથી તે સાજા થાય એટલે તેમને રજા આપું પરંતુ દુર્ભાગ્યે તે ભાંગેલું શરીર પાછું સારું થઈ શકતું નથી અનેક ઉપચારો અને સારવાર છતાં તે વધારે ને વધારે લથડતું જ જાય છે

તેમના એક ચારિત્ર્યનિરૂપક લખે છે "ધર્માનુસાર યોગ્ય ગાર્હસ્થ્યના સુવિપાકરૂપ વાનપ્રસ્થ અને સંન્યાસ તેમને યાચ કાળે હવે સાંપડ્યા હતા અને સહજભાવે તેમણે તે ગ્રહણ કરવાનું મન કર્યું પણ યોગ એવો કે ૩૨મા વર્ષમાં તે માંદા પડ્યા અને એ માંદગી જીવલેણ નીવડી અનેક ઉપાય અને બરદાસચાકરી છતાં તેમને સારું ન જ થયું અને તેમણે સં ૧૯૫૭ના ચૈત્ર વદ ૫ને દિવસે દેહ છોડ્યો આટલું ટૂંકું આયુ ભોગવી તે સ્વધામ પધાર્યા

એમ જ લાગે છે કે જાણે અસલ સામે ઝૂઝતાં તેમણે શરીરને સાવ ઘસી નાખ્યું ચિત્તશક્તિ અને જિજ્ઞાસા દિનપ્રતિદિન સતેજ થતા જતાં હતા પણ શરીર તેની સાથે ન ટકી શક્યું તેમની કેડે ઘસડાવામાં તે વચ્ચે ભાંગી પડ્યું"

મૃત્યુ પહેલાં એક માસ પૂર્વે શ્રીમદે લખેલાં 'અંતિમ વચનો'માં એ જ પડઘો આપણને સંભળાય છે:

"ઘણી ત્વરાથી પ્રવાસ પૂરો કરવાનો હતો, ત્યાં વચ્ચે સહરાનું રણ સંપ્રાપ્ત થયું. માથે ઘણો બોજો રહ્યો હતો. તે આત્મવીર્યે કરી જેમ અલ્પકાળે વેદી લેવાય તેમ પ્રઘટના કરતાં પગે નિકાચિત ઉદયમાન થાક ગ્રહણ કર્યો."

## ૫

## કેટલાક પરિચયો અને પ્રસંગો

દીવો સળગે એટલે તેના તરફ આજુબાજુથી પતંગિયા ખેંચાય તે પ્રમાણે શ્રીમદમાં સાચી જિજ્ઞાસા ઉદય પામતાં જ તેમની તરફ સાધુ, ગૃહસ્થ એમ બધા વર્ગના મનુષ્યો ખેંચાવા લાગ્યા પોતે સંપૂર્ણતા પ્રાપ્ત ન કરે ત્યાં સુધી બહાર ન આવવાની તેમની તીવ્ર ઇચ્છા હોવા છતાં તેમનો પ્રબળ પુરુષાર્થ અને ઉજ્જ્વળ જ્ઞાનપ્રકાશ ઢાંક્યા ઢંકાઈ ન રહ્યા પરિણામે તેમનું ભક્તમંડળ વધતું જ ગયું આ પ્રકરણમાં આપણે તે પરિચયોમાંના કેટલાક જોઈ જઈશું

એમ કરવાનાં બીજાં પણ કારણો છે કોઈ પણ મનુષ્યની સાચી મહત્તાની કસોટી કરવાનાં અનેક સાધનોમાંથી એક મુખ્ય સાધન, તેણે આજુબાજુનાં મનુષ્યો ઉપર કરેલી અસર પણ હોય છે એટલે શ્રીમદનો સાચો પરિચય મેળવવા ઇચ્છનારે માત્ર તેમની અંગત નોંધો ઉપર આધાર ન રાખતાં તેમના પરિચયમાં આવેલા મનુષ્યો તેમને વિષે શું ધારતા, તેમના પ્રત્યે કયા ભાવે જોતા, તથા તેમના જીવન

ઉપર શ્રીમદની કેવી અસર પડતી તે પણ અવશ્ય જાણવું જોઈએ.

ઉપરાંત અત્યાર સુધી સળંગસૂત્રતા સાચવવા ખાતર આપણે શ્રીમદના જીવનના એક મુખ્ય પાસા તરફ દુર્લક્ષ કર્યું છે. અને તે એ કે, શ્રીમદ પોતાના જીવનના પ્રવૃત્તિમય સમય દરમ્યાન પણ વારંવાર થોડીઘણી નિવૃત્તિ મેળવી ચરોતર, કાઠિયાવાડ વગેરે પ્રદેશોમાં મુંબઈથી ભાગી આવતા અને એકાંત સ્થળોમાં, વનોમાં કે પહાડોમાં ઘણો વખત એકલા આત્મચિંતનાર્થે રહેતા. તે પ્રસંગોનું વર્ણન પણ આપણે જાણવાનું બાકી છે. દુર્ભાગ્યે આપણી પાસે તેવા પ્રસંગોની અને પરિચયોની સંપૂર્ણ નોંધ નથી. તેથી જેટલા પ્રસંગો અને પરિચયોની ભરોસાપાત્ર માહિતી મળી આવી છે, તે અહીં કીમતી ગણી, પસંદગી કર્યા વિના એકઠી કરી છે.

૧

સં. ૧૯૪૪માં શ્રીમદ 'મોક્ષમાળા' છપાવવા અમદાવાદ આવ્યા હતા. તે બાબતમા સલાહ તથા મદદ માટે તે તેમના એક સ્નેહીનો ભલામણપત્ર શેઠ જેશંગભાઈ ઉજમશીભાઈ ઉપર લઈ આવ્યા હતા. તે પ્રમાણે શેઠ જેશંગભાઈએ પૂરતી મદદ શ્રીમદને કરી હતી. તે દિવસો દરમ્યાન શ્રીમદને અમદાવાદમાં ઠીકઠીક રોકાવું પડ્યું હતુ. શેઠ જેશંગભાઈને અવારનવાર વ્યવસાયને અંગે બહારગામ ગેરહાજર રહેવું પડતું, એટલે તેમણે પોતાના નાનાભાઈ જૂઠાભાઈને શ્રીમદની સરભરામાં મૂક્યા હતા. આ રીતે શ્રી. જૂઠાભાઈ શ્રીમદના પરિચયમાં આવ્યા. શ્રીમદ ઘણી વાર શ્રી. જૂઠાભાઈની દુકાને

જતા આવતા, તથા બીજાના મનની વાતો કહી બતાવવાના પ્રયોગો કરતા એથી તેમને વિનોદ ઊપજતો એ અરસામા શેઠ દલપતભાઈ ભગુભાઈને વડે શ્રીમદે અવધાનના પ્રયોગો પણ કરી બતાવ્યા હતા આવી અદ્દભુત શક્તિઓને કારણે જૂઠાભાઈ શરૂઆતમા શ્રીમદ તરફ આકર્ષાયા હતા પરંતુ ધીમે ધીમે પરિચય વધતો ગયો તેમ તેમ તેમને શ્રીમદની સાચી મહત્તાનો પરિચય થતો ગયો અને પૂર્વના સંસ્કારોને બળે તે તેમનાથી સાચી આધ્યાત્મિક જાગૃતિ પામ્યા ત્યાર બાદ જ્યારે જ્યારે શ્રીમદ અમદાવાદ આવતા ત્યારે શ્રી જૂઠાભાઈને ત્યાં જ ઊતરતા ધર્મ નિમિત્તે પરસ્પર પત્રવ્યવહાર પણ તેમને તેમની સાથે ઘણો થતો પરંતુ સં ૧૯૪૫-૪૬ દરમ્યાન જૂઠાભાઈની તબિયત લથડવા લાગી અને અષાડ સુદ ૯ને દિવસે તેમણે દેહત્યાગ કર્યો

શ્રી જૂઠાભાઈના અવસાન સંબધી સં ૧૯૪૬ના વૈશાખ સુ ૩ના રોજ શ્રીમદ લખે છે "આ ઉપાધિમા પડ્યા પછી જો મારુ લિંગદેહજન્ય જ્ઞાનદર્શન તેવુ જ રહ્યુ હોય,—યથાર્થ જ રહ્યુ હોય તો જૂઠાભાઈ અષાડ સુદ ૯ ગુરુની રાત્રે સમાધિશીત થઈ આ ક્ષણિક જીવનનો ત્યાગ કરી જશે એમ તે જ્ઞાન સૂચવે છે" પછી શ્રીમદે અષાડ સુદ ૧૦ને રોજ લખ્યુ છે "લિંગદેહજન્ય જ્ઞાનમા ઉપાધિને લીધે યત્કિંચિત્ ફેર થયો જણાયો પવિત્રાત્મા જૂઠાભાઈ ઉપરની તિથિએ પણ દિવસે સ્વર્ગવાસી થયાના આજે ખબર મળ્યા"

શ્રીમદે આશ્વાસનપત્રમા શ્રી જૂઠાભાઈની અતરંગદશા આ પ્રમાણે વર્ણવી છે "મિથ્યાવાસના જેની બહુ ક્ષીણ થઈ ગઈ હતી, વીતરાગનો પરમ રાગી હતો, સંસારનો પરમ

જુગુપ્સિત હતો, ભક્તિનુ પ્રાધાન્ય જેના અંતરમાં સદાય પ્રકાશિત હતું, સમ્યક્‌ભાવથી વેદનીય કર્મ વેદવાની જેની અદ્‌ભુત સમતા હતી. . . . એવો એ જૂઠાભાઈનો પવિત્રાત્મા આજે જગતનો, આ ભાગનો ત્યાગ કરીને ચાલ્યો ગયો. . . . એવા ધર્માત્માનું ટૂંકું જીવન આ કાળમાં હોય એ કંઈ વધારે આશ્ચર્યકારક નથી."

ખંભાતથી એક વખત શ્રી. અંબાલાલ લાલચંદ વગેરે ભાઈઓ લગ્ન પ્રસંગે અમદાવાદ આવેલા. તે સરખી ઉમરના હોવાથી શ્રી. જૂઠાભાઈને વરઘોડામાં તેડવા માટે શ્રી. જૂઠાભાઈને ઘેર ગયા. પરંતુ શ્રી જૂઠાભાઈ શ્રીમદના ભક્તિ-સ્તવનમાં જ લીન હતા એટલે પેલાઓ પણ વરઘોડામાં જવાને બદલે શ્રી. જૂઠાભાઈ પાસે શ્રીમદના ગુણગ્રામ સાંભળવા જ બેસી ગયા. શ્રી જૂઠાભાઈએ તેમને શ્રીમદના પત્રો વાંચી બતાવ્યા. તેઓએ ત્યા ને ત્યા તેમની નકલ કરી લીધી. એ અંબાલાલ વગેરે પછી શ્રીમદના નિકટ અનુયાયી બન્યા એ વાત આગળ આવશે.

૨

અવધાનોના પ્રયોગો દ્વારા શ્રીમદની કીર્તિ ગુજરાત-કાઠિયાવાડમાં ઘણી પ્રસરી હતી. તે વખતે કાઠિયાવાડના સાયલા ગામમાં શ્રી. લલ્લુભાઈ કરીને એક નામાંકિત શેઠ રહેતા હતા. પ્રસંગવશાત્ તેમની ધનસંપત્તિ ચાલી જતાં, તેમણે મારવાડના સાધુઓની મંત્રતંત્રમા કુશળતા સાંભળી, તેવા કોઈ સાધુની આરાધના દ્વારા ચાલી ગયેલી લક્ષ્મી ફરી પ્રાપ્ત કરવાનો મનસૂબો કર્યો. એ પ્રમાણે કોઈ એક પ્રખ્યાત

સાધુનો પરિચય કરી તેને પ્રસન્ન કરી, અને તેમણે પોતાના મનની વાત તેને નિવેદિત કરી પેલા અધ્યાત્મપ્રેમી સાધુએ રોગને તેમની વૃત્તિ માટે કપડો આપ્યો અને તેમની માગણીના બદલામાં 'બીજજ્ઞાન' આપ્યુ અને જણાવ્યુ કે આ સાધના તમને ઉપયોગી નથી, પરંતુ કોઈ યોગ્ય પુરુષ મળે તો તેને આપજો અને તેને જ્ઞાનપ્રાપ્તિ થશે એ બીજજ્ઞાન ગોખે એ પ્રમાણે બીજા કોઈ યોગ્ય પુરુષને આપવાનુ કહીને પોતાના પુત્ર સોભાગ્યભાઈને બતાવ્યુ હતું

એક વખત સોભાગ્યભાઈને મોરબીમા જવાનુ થયુ તે વખતે શ્રીમદ મોરબીમા હતા એટલે શ્રી સોભાગ્યભાઈએ પોતાના પિતાને પૂછ્યુ કે "કવિ રાયચંદભાઈ બહુ લાયક માણસ છે એમ બધે કહેવાય છે તો આપની આજ્ઞા હોય તો હું તેમને તે જ્ઞાન બતાવુ" તેમણે હા પાડી પછી શ્રી સોભાગ્યભાઈ મોરબી પહોચ્યા બાદ શ્રીમદને મળવા ગયા ઉપર જણાવ્યુ છે તેમ, શ્રીમદ તે વખતે બીજાના મનની વાતો કહી બતાવવાના પ્રયોગો કરતા હતા એટલે શ્રી સોભાગ્યભાઈને આવતા દેખી તેમણે બધુ એક કાગળમા લખી રાખ્યુ અને તેમને વચાવ્યુ શ્રી સોભાગ્યભાઈ આશ્ચર્યચકિત થઈ ગયા ત્યારથી તે તેમના તરફ આકર્ષાયા અને ધીમે ધીમે તે સંબધ પત્રવ્યવહાર દ્વારા ગાઢ બનતો ગયો

એક પત્રમા શ્રી સોભાગ્યભાઈ સં ૧૯૫૩ના જેઠ સુદ ૧૪ ને રવિવારે શ્રીમદને લખે છે 'આ કાગળ છેલ્લો લખી જણાવુ છુ , દેહ જડ છે આત્મા ચૈતન્ય છે તે ચેતનનો ભાગ પ્રત્યક્ષ જુદો સમજમા આવતો

નહોતો. પણ આટ દિવસ થયાં આપની કૃપાથી અનુભવ-ગોચરથી (તે બન્ને) બેફ્ટ જુદા દેખાય છે અને રાતદિવસ આ ચેતન્ય અને આ દેહ જુદા એમ આપની કૃપાદષ્ટિથી સહજ થઈ ગયું છે. એ આપને સહજ જણાવવા લખ્યું છે. . . . વગર ભણ્યે, વગર શાસ્ત્ર વાંચ્યે, થોડા વખતમાં આપના બોધથી અરથ વગેરેનો ઘણો ખુલાસો થઈ ગયો છે. . . . જે ખુલાસો પચીસ વર્ષે થાય એવો નહોતો, તે થોડા વખતમાં આપની કૃપાથી થયો છે."

શ્રી. સોભાગ્યભાઈનો દેહ સં. ૧૯૫૩ના જેઠ વદ ૧૦ને દિવસે છૂટયો હતો. તેમના વિષે લખતાં શ્રીમદ જણાવે છે: "આ ક્ષેત્રે, આ કાળમાં શ્રી. સોભાગ્ય જેવા વિરલા પુરુષ મળે એમ અમને વારંવાર ભાસે છે. . . . શ્રી. સોભાગ્યની સરળતા, પરમાર્થ સંબંધી નિશ્ચય, મુમુક્ષુ પ્રત્યે પરમ ઉપકારતા આદિ ગુણો વારંવાર વિચારવા યોગ્ય છે. . . . અનાદિથી દેહને ત્યાગતાં જીવ ખેદ પામ્યા કરે છે, અને તેમા દૃઢ મોહથી એકપણાની પેઠે વર્તે છે. . . . શ્રી. સોભાગ્યે તેવા દેહને ત્યાગતાં મોટા મુનિઓને દુર્લભ એવી નિશ્ચળ અસંગતાથી નિજઉપયોગમય દશા રાખીને અપૂર્વ હિત કર્યું છે એમાં સંશય નથી."

શ્રીમદને શ્રી. સોભાગ્યભાઈ ઉપર ઘણો સદ્‌ભાવ હતો. તેથી બીજા મુમુક્ષુઓને કંઈ શ્રીમદને કહેવુ હોય તો વયોવૃદ્ધ શ્રી. સોભાગ્યભાઈ દ્વારા વિનંતિ કરાવતા અને તે પણ સરળભાવે દરેકની વાત રજૂ કરતા. "શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્ર" લખવાની પ્રેરણા પણ શ્રી. સોભાગ્યભાઈએ કરેલી એ

શ્રીમદ ખંભાતમાં સાત દિવસ રહ્યા ત્યાં સુધી શ્રી લલ્લુજી રોજ શ્રીમદના સમાગમને અર્થે તેમને ઉતારે આવતા. એક દિવસ તેમણે શ્રીમદને કહ્યું, "હું બ્રહ્મચર્ય માટે પાંચ વર્ષથી એકાંતરા ઉપવાસ કરું છું, અને ધ્યાન વગેરે કરું છું, છતાં માનસિક પાલન સંગભંગ થઈ શકતું નથી"

શ્રીમદે કહ્યું, "લોકદૃષ્ટિએ (તે બધું) કરવું નહિ. લોકદેખામણું તપશ્ચર્યા કરવી નહિ. પણ સ્વાદનો ત્યાગ થાય તેમજ પેટ ઊણું રહે તેમ ખાવું"

સ્વામીજીએ પછી કહ્યું "હું જે જે જોઉં છું તે ભ્રમ છે, જૂઠું છે એમ અભ્યાસ કરું છું" શ્રીમદે કહ્યું "આત્મા છે એમ જોયા કરો"

* * *

શ્રી દેવકરણજી નામના સાધુ શ્રી લલ્લુજીના શિષ્ય ગણાતા હતા. તે કુશળ વ્યાખ્યાતા હતા. એક વખત શ્રી લલ્લુજીની સાથે તે પણ ફરતા ફરતા સુરત આવ્યા હતા. ત્યાં તેમના વ્યાખ્યાનો મુંબઈના કેટલાક વેપારીઓએ સાંભળ્યા. તે ઉપરથી તેમણે તેમને મુંબઈ પધારવા વિનંતિ કરી. શ્રીમદ મુંબઈમાં જ હતા એટલે શ્રી લલ્લુજીએ તેમના સમાગમની આશાથી ખંભાતથી મુંબઈ ચાતુર્માસ કરવાની આજ્ઞા મંગાવી અને બધા મુંબઈ ગયા. ત્યાં શ્રી લલ્લુજી શ્રીમદને મળવા ગયા. શ્રીમદે તેમને આવા અનાર્ય જેવા દેશમાં આવવા માટે મૃદુ ઠપકો આપ્યો. શ્રી લલ્લુજીએ તેમને રોજ એક કલાક આપવાની વિનંતિ કરી અને તેમણે તે મંજૂર રાખી. એ પ્રમાણે શ્રી લલ્લુજી રોજ શ્રીમદની

પેઢીએ જતા. તે આવે એટલે શ્રીમદ તેમને લઈ પાસેની એક ઓરડીમાં જતા અને ત્યાં શાસ્ત્રવાચન વગેરે કરતા.

એક વખત શ્રી દેવકરણજીને શ્રીમદને મળવા ઇચ્છા થઈ. એટલે સુંદરલાલ શ્રીમદને ચીચપોકલીના અપાસરે લઈ ગયા. ત્યાં પોથીમાંથી લુપ્ત થઈ ગયેલા કેટલાક પાઠ શ્રીમદે તેમને કહી બતાવ્યા અને સૂત્રકૃતાંગની બેએક ગાથાઓના અર્થ બાબત તેમને શંકા હતી તે દૂર કરી. આથી શ્રી દેવકરણજી પણ તેમના પ્રત્યે ખેંચાયા.

શ્રી લલ્લુજીને લાગતુ કે દેવકરણજીને જો યથાર્થ બોધ થાય તો સારું કારણ તેમની વ્યાખ્યાનશક્તિ ઘણી સારી હતી. એ ઇરાદે તે શ્રીમદને ત્યાં જતી વખતે તેમને સાથે લઈ જવાની ઇચ્છા રાખતા. એક વખત શ્રીમદની રજાથી તેમને પોતાની સાથે લઈ આવ્યા.

શ્રીમદે દેવકરણજીને પૂછ્યુ, "વ્યાખ્યાનમા કેટલાં માણસો આવે છે?"

દેવકરણજીએ કહ્યું, "હજારેક માણસો ભરાય છે"

શ્રીમદે પૂછ્યુ, "સ્ત્રીઓને વ્યાખ્યાનમા દેખી વિકાર થાય છે?"

દેવકરણજી બોલ્યા, "કાયાથી નથી થતો, મનથી થાય છે."

શ્રીમદે કહ્યુ, "મુનિએ તો મન, વચન અને કાયા એ ત્રણે યોગથી સાચવવુ જોઈએ."

દેવકરણજીએ આક્ષેપ કરતાં કહ્યુ, "તમે ગાદીતકીએ બેસો છો, અને હીરામાણેક તમારી પાસે પડેલાં હોય છે, ત્યારે તમારી વૃત્તિ નહિ ડહોળાતી હોય?"

શ્રીમદે કહ્યું, "મુનિ, અમે તો કાળકૂટ વિષ દેખીએ છીએ તમને એમ થાય છે?"

આ સાંભળી દેવકરણજી નિરુત્તર થઈ ગયા

શ્રીમદે પૂછ્યું, "તમે કોણ છો?"

દેવકરણજીએ કહ્યું, "જેટલો વખત વૃત્તિ સ્થિર રહે છે, તેટલો વખત સાધુ છીએ."

શ્રીમદે કહ્યું, "તેવી રીતે સંસારીને પણ સાધુ કહેવાય કે નહિ?"

શ્રી દેવકરણજી મૌન રહ્યા

પછી શ્રીમદે કહ્યું, "નાળિયેરનો ગોળો જેમ જુદો રહે છે, તેમ અમે રહીએ છીએ"

શ્રી લલ્લુજીએ શ્રીમદને તેમનો ફોટો આપવા ઘણો આગ્રહ કર્યો પણ શ્રીમદે માન્યુ નહિ અને તેમને નીચેની ગાથાઓ સ્વહસ્તે લખી આપી

सबुज्झहा जतवो माणुसत्त दट्ठुं भय बालिसेण अलम्भो ।
एगतदुक्खे जरिए व लोए सकम्मुणा विप्परियासुवेइ ॥

[હે જીવો! તમે જાગો મનુષ્યત્વ અત્યંત દુર્લભ છે, અજ્ઞાનમા રહીને સદ્‌વિવેક પામવો અશક્ય છે આખો લોક કેવળ દુઃખથી સળગ્યા કરે છે, અને પોતપોતાના કર્મો વડે અહીંતહીં ભમ્યા કરે છે]

શ્રીમદ મૌનપણાનો વારંવાર બોધ આપતા અને તેમા વિશેષ લાભ છે એમ જણાવતા એથી મુંબઈ છોડ્યા બાદ શ્રી લલ્લુજીએ ત્રણ વર્ષ મૌનવ્રત લીધુ માત્ર સાધુઓ સાથે જરૂર પડતુ બોલવુ અને શ્રીમદ સાથે પરમાર્થ કારણે પ્રશ્ન કરવા એટલી છૂટ હતી શ્રીમદે તેમને 'સમાધિશતક' પણ

વાંચવા માટે આપ્યું હતું અને તેને પહેલે પાને 'આતમ ભાવના ભાવતાં, જીવ લહે કેવળજ્ઞાન રે' એ કડી લખી આપી હતી.

*    *    *

શ્રી દેવકરણજીને જૈન શાસ્ત્રોનો અત્યંત અભિનિવેશ હતો. એટલે તે કહેતા કે, "કોઈ પણ માણસ સૂત્રથી બહાર શું કહેવાનો હતો? અને સૂત્ર તો હું જાણું છું." એટલે શ્રીમદે તેમને 'યોગવાસિષ્ઠ' આદિ વેદાંતના ગ્રંથો વાંચવા આપ્યા. ત્યારે દેવકરણજી પોતાને પરમાત્મા જ માનવા લાગ્યા. એટલે શ્રીમદે તેમને 'ઉત્તરાધ્યયન' વગેરે જૈન સૂત્રોનુ પુનરાવલોકન કરવાનુ કહ્યું. તેમને ઠેકાણે લાવવા શ્રીમદે લલ્લુજીને જે પત્ર લખ્યો છે તે જોવા જેવો છે: "આત્મસ્વરૂપનો નિશ્ચય થવામાં જીવની અનાદિથી ભૂલ થતી આવી છે. . . . બાર અંગોમાં પ્રથમ શ્રી આચારાંગસૂત્રમાં પ્રથમ વાક્યથી જ શ્રી જિને જે ઉપદેશ કર્યો છે તે . . . સર્વ શ્રુતજ્ઞાનના સારરૂપ છે. તે વાક્ય પ્રત્યે વૃત્તિ સ્થિર કરવાથી જીવને નિશ્ચય સમજાશે કે જ્ઞાની પુરુષના સમાગમની ઉપાસના વિના જીવ સ્વચ્છંદે નિશ્ચય કરે તે છૂટવાનો માર્ગ નથી. સર્વ જીવનુ પરમાત્માપણું છે એમા સંશય નથી તો પછી શ્રી દેવકરણજી પોતાને પરમાત્મસ્વરૂપ માને તો તે વાત અસત્ય નથી. પણ જ્યાં સુધી તે સ્વરૂપ યથાતથ્ય પ્રગટે નહિ, ત્યાં સુધી મુમુક્ષુ — જિજ્ઞાસુ — રહેવુ તે વધારે સારું છે. અને તે રસ્તે યથાર્થ પરમાત્મપણું પ્રગટે છે. માર્ગ મૂકીને પ્રવર્તવાથી તે પદનું ભાન થતુ નથી."

એક વખત શ્રીમદ સુરત પધાર્યા ત્યારે મુનિઓ પાસે આવ્યા ત્યાં શ્રી દેવકરણજીએ તેમને પૂછ્યું, "શ્રી લલ્લુજી મહારાજ હું જ્યારે વ્યાખ્યાન આપી આવું ત્યારે અભિમાન કર્યું કહે છે અને ધ્યાન કરું છું ત્યારે તેને તરંગરૂપ કહે છે તો શું વીતરાગપ્રભુ એમનું કરેલું સ્વીકારે અને મારું ન સ્વીકારે એવા પક્ષપાતવાળા હશે?"

શ્રીમદે શાંતિથી કહ્યું, "સ્વચ્છંદથી જે જે કરવામાં આવે છે તે બધું અભિમાન જ છે, અસત્સાધન છે. અને સદ્ગુરુની આજ્ઞાથી જે કરવામાં આવે છે તે કલ્યાણકારી ધર્મરૂપ સત્સાધન છે"

* * *

બીજી વખત પણ તે મુનિઓએ સુરતમાં જ ચાતુર્માસ કર્યો હતો ત્યાંના એક લલ્લુભાઈ ઝવેરી દશબાર માસથી માંદા રહેતા હતા તે એ અરસામાં મૃત્યુ પામ્યા. શ્રી લલ્લુજીને પણ તે અરસામાં દશબાર માસથી મંદવાડ રહ્યા કરતો હતો અને ઘણા ઉપચાર છતાં કંઈ ફાયદો થતો નહિ એટલે તેમણે પોતાનો દેહ પણ છૂટી જશે એવી ચિંતાથી શ્રીમદને પત્ર લખ્યો, "હે નાથ! હવે આ દેહ બચે તેમ નથી અને હું સમકીત પામ્યા વિના જઈશ તો મારો મનુષ્યભવ વૃથા જશે" તેના ઉત્તરમાં શ્રીમદે તેમને '૭ પદ'નો પત્ર લખ્યો અને સાથે જણાવ્યું કે હાલમાં દેહ છૂટવાની બીક રાખવી નહિ પછી શ્રીમદ સુરત પધાર્યા ત્યારે તે '૭ પદ'ના પત્રનું વિશેષ વિવેચન કરી તેનો પરમાર્થ શ્રી લલ્લુજીને સમજાવ્યો અને તે પત્ર વારંવાર મુખપાઠ કરી વિચારવાની ભલામણ કરી. તે

પત્ર એક સ્વતંત્ર પ્રકરણ જેવો, સૂત્રાત્મક શૈલીથી લખાયેલો છે. જૈન ધર્મનાં સાત તત્ત્વોમાંથી પ્રથમ તત્ત્વ આત્મા, તેનુ ઓળખાણ થવા માટે, 'આત્મા છે,' 'આત્મા નિત્ય છે,' 'આત્મા કર્તા છે,' 'આત્મા ભોક્તા છે,' મોક્ષ છે,' અને તે 'મોક્ષનો ઉપાય છે' એ ૭ પદથી તે પત્રમાં અપૂર્વ નિરૂપણ કરેલુ છે. તે પત્ર શ્રીમદે સોભાગ્યભાઈને પણ મોકલાવેલો. તેમણે સહેલાઈથી મુખપાઠ થઈ શકે માટે તેને પદ્યમા લખી આપવા શ્રીમદને વિનંતી કરેલી અને શ્રીમદે 'શ્રીઆત્મસિદ્ધિ-શાસ્ત્ર' રચેલુ એ વાત આગળ કહેવાઈ ગઈ છે

શ્રીમદ પોતાની વ્યાપારિક પ્રવૃત્તિમાથી વચ્ચે વચ્ચે નિવૃત્તિ લઈ થોડો વખત એકાંતમા ગાળવા મુબઈ છોડી ગુજરાત કાઠિયાવાડમા આવતા તે પ્રમાણે સુરત, કઠોર વગેરે સ્થળોએ તે આવી ગયા હતા શ્રી લલ્લુજી એ અરસામા તે તે સ્થળે હોતા અથવા આવીને તેમનો સમાગમ કરતા

શ્રીમદ ૧૯૪૬મા ખંભાત એક અઠવાડિયુ રહી ગયાની વાત આવી ગઈ છે ૧૯૪૭મા તે ખંભાતથી થોડે દૂર રાળજમા અજાણપણે એકાંતમા રહ્યા હતા ૧૯૫૧ના આસો માસમા તે ફરી ખભાત આવ્યા હતા અને ૧૯૫૨મા અઢી માસની નિવૃત્તિ લઈ ચરોતરમા રહ્યા હતા બાર દિવસ અગાસ પાસે કાવિઠામાં રહ્યા હતા પછી રાળજમા આઠ દિવસ રહ્યા હતા તે વખતે લલ્લુજી ચાતુર્માસ ખંભાતમા કરતા હતા માસુથી તે અરસામા એક ગામ છોડી બીજે ગામ ન જવાય એટલે લલ્લુજી ગામને પાદરે ખેતરોમા ઊભા રહેતા પછીથી શ્રીમદ પોતે જ વડવા મુકામે ગયા હતા

કાવિઠામા તે એકલા જ ખેતરોમા વિચરતા કોઈ પ્રસંગે માણસો એકઠા થઈ જાય તો સહેજે કાંઈ ઉપદેશ આપતા રાળજમાં પણ તેવી રીતે બોધના પ્રસંગો બનેલા. અને વડવામા તો ખંભાતના ઘણા ઓળખીતા મુમુક્ષુઓ આવતા હોવાથી તેવા પ્રસંગો ઘણા બનતા શ્રી અંબાલાલભાઈએ તે બધા પ્રસંગોની જે નોધ ગખેલી તે 'શ્રીમદ રાજચંદ્ર' ગ્રંથમા 'ઉપદેશછાયા' નામથી પ્રસિદ્ધ થઈ છે.

વડવાથી શ્રીમદ આણંદ આવી થોડા દિવસ રહ્યા હતા તે વખતે આપેલો બોધ પણ 'ઉપદેશછાયા'મા છપાયો છે.

આણંદથી શ્રીમદ નડિયાદ પધાર્યા હતા શ્રી અમાલાલભાઈ તેમની સરભરામા સાથે રહેલા એક દિવસ શ્રીમદ બહાર ફરવા ગયા હતા. ત્યાથી બંગલે પાછા આવ્યા ત્યારે સાજ પડી ગઈ હતી ફાનસ મંગાવી શ્રીમદ લખવા બેઠા અને શ્રી અંબાલાલ ફાનસ ધરી ઊભા રહ્યા કલમ ચાલી તે ચાલી ૧૪૨ ગાથાઓ પૂરી થઈ રહી ત્યા સુધી શ્રી અંબાલાલ ફાનસ ધરી ઊભા રહ્યા એ ગાથાઓ તે શ્રીઆત્મસિદ્ધિશાસ્ત્ર'

શ્રીમદે તેની ચાર નકલો કરાવી અને એક શ્રી સૌભાગ્યભાઈને એક શ્રી લલ્લુજીને, એક ઝવેરી માણેકલાલ ઘેલાભાઈને અને એક અબાલાલને પોતાને આપી તે ગ્રંથ સં ૧૯૫૨ની શરદ પૂર્ણિમાને બીજે દિવસે લખાયો તત્ત્વજ્ઞાન જેવા ગંભીર વિષયને સરળ પદ્યમાં નાના મોટા સમજી શકે તેવી રોચક ભાષામાં કેમ ઉતારી શકાય તેનો તે એક આદર્શ નમૂનો છે 'મોક્ષમાળા' જેમ ધર્મની જિજ્ઞાસા ઉત્પન્ન કરાવવાના હેતુથી લખાઈ છે, તેમ 'શ્રીઆત્મસિદ્ધિ-

શાસ્ત્ર' આત્માનો નિર્ણય કરાવી આત્મજ્ઞાન પ્રગટાવવાના ઉત્તમ હેતુથી લખાયું છે. તેમાં વિષયોની વિવિધતા નથી, તેમજ દાર્ષ્ટાંતિક કથા કે વર્ણનો નથી. બહુ સૂક્ષ્મ ચર્ચા કે તર્કમાં વાચનાર ગૂંચવાઈ થાકી ન જાય તેવી રીતે તેમાં 'આત્મતત્ત્વ'ની સિદ્ધિ તથા નિરૂપણ કરેલું છે.

'શ્રીઆત્મસિદ્ધિશાસ્ત્ર' વાચતાં પોતા ઉપર થયેલી અસર શ્રી. સોભાગ્યભાઈએ આ પ્રમાણે વર્ણવી બતાવી છે: "તે ઉત્તમોત્તમ શાસ્ત્ર વિચારતા મારા મન, વચન, કાયાના યોગ સહેજે . . . આત્મવિચારમાં પ્રવર્તતા હતા . . . બાહ્ય પ્રવર્તવામાં મારી ચિત્તવૃત્તિ સહેજે અટકી ગઈ. . . . આત્મવિચારમા (જ) રહેવા લાગી. ઘણા પરિશ્રમથી મારાં મનવચનકાયા અપૂર્વ આત્મપદાર્થ વિષે પરમ પ્રેમે સ્થિર નહિ રહી શકેલા, તે આ શાસ્ત્ર વિચારવાથી સહજ સ્વભાવે આત્મવિચારમા તથા સદ્ગુરુચરણમા પ્રેમયુક્ત સ્થિર ભાવે રહેવા લાગ્યાં"

શ્રી લલ્લુજી લખે છે "તે વાચતાં અને કોઈ કોઈ ગાથા બોલતા મારા આત્મામા આનંદના ઊભરા આવતા. . . . શ્રીઆત્મસિદ્ધિશાસ્ત્રનો સ્વાધ્યાય — મનન — નિરંતર રહ્યા કરી આત્મોલ્લાસ થતો કોઈની સાથે કે બીજી ક્રિયા કરતા આત્મસિદ્ધિ'ની સ્મૃતિ રહેતી. . . . અન્ય કશુ ગમતુ નહિ બીજી વાતો ઉપર તુચ્છભાવ રહ્યા કરતો."

* * *

શ્રીમદ્ નડિયાદમાં સં. ૧૯૫૨ની દિવાળી પછી પણ થોડો વખત રહ્યા હતા. પછી વવાણિયા, મોરબી અને

આ અને ઝીંકણી વિનાકારણે હમેશાં લાવવાં નહિ (અને) તમારે સંસ્કૃતનો અભ્યાસ કરવો.

મુનિ મોહનલાલજીએ કહ્યું "મહારાજશ્રી તથા દેવકરણજીની અવસ્થા થઈ છે. એમને ભણવાનો જોગ ક્યાંથી બને?"

શ્રીમદે ઉત્તરમા કહ્યું "યોગ બની આવ્યેથી અભ્યાસ કરવો અને તે થઈ શકે છે. કેમકે વિક્ટોરિયા રાણીની વૃદ્ધ અવસ્થા છે, છતા બીજા દેશની ભાષાનો અભ્યાસ કરે છે'

પછી મોહનલાલજીએ પૂછ્યુ, "મન સ્થિર રહેતુ નથી તેનો શો ઉપાય?'

શ્રીમદે જણાવ્યુ, એક પળ પણ નકામો કાળ કાઢવો નહિ કોઈ સારુ પુસ્તક, વૈરાગ્યાદિની વૃદ્ધિ થાય તેવુ, વાચવુ વિચારવુ એ કાંઈ ન હોય તો છેવટે માળા ગણવી પણ જો મનને નવરુ મેલશો તો ક્ષણ વારમા સત્યાનાશ વાળી દે તેવુ છે માટે તેને સદ્દવિચારરૂપ ખોરાક આપવો જેમ ઢોરને કંઈ ને કંઈ ખાવાનુ જોઈએ જ — ખાણનો ટોપલો આગળ મૂક્યો હોય તો તે ખાધા કરે — તેમ મનનુ પણ છે બીજા વિકલ્પો બધ કરવા હોય તો તેને સદ્દવિચાર રૂપ ખોરાક આપવો મન કહે તેથી ઊલટુ વર્તવુ તેને વશ થઈ તણાઈ જવુ નહિ'

એક માસ પૂર્ણ થયો એટલે શ્રીમદે મુનિઓને છેવટનો ઉપદેશ આ પ્રમાણે આપ્યો 'હે મુનિઓ અત્યારે જ્ઞાની પુરુષના પ્રત્યક્ષ સમાગમમા તમે પ્રમાદ કરો છો પણ જ્ઞાની પુરુષ નહિ હોય ત્યારે પશ્ચાત્તાપ પામશો પાચસો પાંચસો ગાઉ ભટકવા છતાં જ્ઞાનીનો સમાગમ નહિ મળે"

શ્રી લલ્લુજીને શ્રીમદે જણાવ્યુ, જે કોઈ મુમુક્ષુ ભાઈબહેનો તમારી પાસે આત્માર્થે સાધન માગે તેને આ પ્રમાણે સાધન બતાવવા

(૧) સાત વ્યસનના ત્યાગનો નિયમ (૨) લીલોતરીનો ત્યાગ (૩) કંદમૂળનો ત્યાગ (૪) અભક્ષ્ય પદાર્થોનો ત્યાગ (૫) રાત્રિભોજનનો ત્યાગ (૬) પાંચ માળા ફેરવવાનો નિયમ (૭) સ્મરણ (૮) ક્ષમાપનાનો પાઠ અને વીસ દોહરાનુ નિત્ય પઠનમનન (૯) સત્સમાગમ અને સત્શાસ્ત્રનુ સેવન

૫

વસોમા મોતીલાલ નામના નડિયાદના ભાવસાર શ્રીમદની સેવામા રહેતા હતા તેમની મારફતે નડિયાદની આસપાસ કોઈ એકાંત સ્થળ રહેવા યોગ્ય હોય તેની તપાસ શ્રીમદે કરાવી હતી તે મુજબ નડિયાદ અને ઉત્તરસંડાની વચમા એક બંગલો મળી શકે તેવી ગોઠવણ થઈ એટલે શ્રી અંબાલાલ શ્રી લહેરાભાઈ અને શ્રી મોતીલાલ એ ત્રણની સાથે શ્રીમદ ત્યા પધાર્યા બીજા કોઈને ત્યા આવવાની મનાઈ હતી પંદર દિવસ સુધી શ્રી અંબાલાલ તેમની સેવામા રહ્યા પરતુ શ્રીમદને તદ્દન એકાતની જરૂર હોવાથી બધો સરસામાન લઈ અંબાલાલને ગામમા વિદાય કર્યા માત્ર મોતીલાલ સાથે રહ્યા તે વખતે શ્રીમદની અવસ્થા એવી હતી કે શ્રી અંબાલાલે મોતીલાલને રાત્રી દરમ્યાન પણ એક બે વખત તેમની સંભાળ રાખતા રહેવાનુ જણાવ્યુ હતુ શ્રીમદ વનમાં એકના દૂર ફરવા ગયેલા તે સાડા દસ વાગ્યે પાછા આવ્યા મોતીલાલે હીંચકા ઉપર ગાદનુ બિછાવ્યુ તેના ઉપર તે બેઠા થોડી વાર પછી મોતીલાલ તપાસ કરવા આવ્યા

તો ગાદલુ નીચે પડેલુ અને મચ્છર બણબણ્યા કરે. એટલે એક ધોતિયુ લાવી તેમણે શ્રીમદને ઓઢાડ્યું અને પાછા અંદર જઈ સૂઈ ગયા ગત્રે વળી પાછા તપાસ કરવા આવ્યા તો ધોતિયુ નીચે પડેલુ અને શ્રીમદ કાંઈ ગાથાઓ રટ્યા કરતા હતા. તેથી મોતીલાલે ધોતિયુ ફરી ઓઢાડ્યું. આમ ગત્રે પણ શ્રીમદ ધર્મધ્યાનમા લીન રહેતા હોઈ, તેમને શરીરનુંય ભાન હોતુ નહિ

મોતીલાલ શ્રીમદ માટે પોતાને ઘેરથી દિવસમાં એક વખત આહાર લઈ આવતા શ્રીમદ બે રૂપિયાભાર લોટની રોટલી તથા થોડું દૂધ આખા દિવસમા લેતા માજે દૂધ પણ લેતા નહિ.

સાજના શ્રીમદ દૂર ફરવા જતા સાથે મોતીલાલ પણ જતા એક વખત શ્રીમદે માર્ગમા કહ્યું, "તમે પ્રમાદમા શુ પડ્યા રહો છો? વર્તમાનમા માર્ગ એવા કાટાથી ભર્યો છે કે તે કાટા ખસેડતા અમને જે શ્રમ વેઠવો પડ્યો છે તે અમારો આત્મા જાણે છે" એક વખત મોતીલાલના પત્ની દર્શન કરવા આવ્યાં હતા તેમને પણ તેમણે જણાવ્યુ હતું "પ્રમાદથી જાગૃત થાઓ કેમ પુરુષાર્થરહિત આમ મંદપણે વર્તો છો? આવો જોગ મળવો મહા વિકટ છે મહા પુણ્યે કરી આવો જોગ મળ્યો છે. તે વ્યર્થ કા ગુમાવો છો? જાગૃત થાઓ!"

શ્રીમદ ફરવા જતા ત્યારે ચિંતનમા કે ધ્યાનમા લીન રહેતા. તેમને શરીરનું પણ ભાન રહેતુ નહિ એક વખત નાજોડા પહેરેલા તે કયાંક ખીને ચામડી નીકળી ગયેલી, ભરની તેમને ખબરે નહિ પડેલી

શ્રી દેવકરણજી આદિ મુનિઓ આ વખતે ખેડામાં હતા. તેમને સેવીસ દિવસ શ્રીમદનો સમાગમ રહ્યો હતો. તે શ્રી લલ્લુજી ઉપરના એક પત્રમાં લખે છે: "(શ્રીમદના) સર્વોપરી ઉપદેશમાં એમ જ આવ્યા કરે છે કે, 'શરીર કૃશ કરી, મંદિરનું તત્ત્વ શોધી, કલેવરને ફેંકીને ચાલ્યા જાઓ. વિષયકષાયરૂપી ચોરને અંદરથી બહાર કાઢી, બાળી જાળી, ફૂંકી મૂકી શાંત થાઓ, છૂટી જાઓ, શમાઈ જાઓ — વહેલા વહેલા તાકીદ કરો." આ સમાગમ દરમ્યાન દેવકરણજીની શ્રીમદ ઉપરની આસ્થા પૂર્ણ થઈ. તેમણે ઉપલા જ પત્રમાં લખ્યું છે: "આપે કહ્યું તેમજ થયું. ફળ પાક્યું, રસ ચાખ્યો, શાંત થયા. . . . એવી વૃત્તિ ચાલે છે કે જાણે સત્પુરુષના ચરણમાં મોક્ષ પ્રત્યક્ષ નજરે આવે છે. પરમકૃપાળુ દેવે (શ્રીમદે) પૂર્ણ કૃપા કરી છે. . . . એક આહારનો વખત એળે ગુમાવીએ છીએ. બાકી તો સદ્ગુરુસેવામાં કાળ વ્યતીત થાય છે. . . . તેનું તે જ વાક્ય તે મુખમાંથી જ્યારે શ્રવણ કરીએ છીએ ત્યારે નવું જ દીસે છે."

ચોમાસુ ઊતરતાં બધા મુનિઓ વસો અને ખેડાથી નડિયાદ આવ્યા અને થોડોક કાળ શ્રીમદના સમાગમમાં નડિયાદમાં જ રહ્યા. ખેડાથી શ્રીમદ મહેમદાવાદ સ્ટેશને થઈ મુંબઈ ગયા હતા.

૬

શ્રીમદના કાકાસસરા ડૉ. પ્રાણજીવનદાસ જગજીવનદાસ મહેતા ઈડર સ્ટેટના ચીફ મેડિકલ ઑફિસર હતા. સં. ૧૯૫૫-

મા નિવૃત્તિ અર્થે શ્રીમદ ત્યા આવ્યા હતા ગામમા માત્ર ભોજન જેટલો કાળ દિવસે ગાળતા ઘણોખરો વખત ઈડરના પહાડ અને જગલોમા પસાર કરતા શ્રીમદની મનાઈ હોવાથી જનસમાજમા તેમના આગમન વિષે કાઈ વાત બહાર પાડવામા આવી નહોતી ઈડરના મહારાજા સાથે શ્રીમદને રાજધર્મ વિષે વાતચીત થઈ હતી ઈડરના ઐતિહાસિક સ્થળો, તેમા વસનારા પ્રાચીન લોકોની વિજયી સ્થિતિ, જૈન ધર્મ તેમજ અન્ય ધર્મોમા યોગ્ય મહાપુરુષોને અભાવે આવી ગયેલી શિથિલતા ઇત્યાદિ વિષે શ્રીમદે પોતાના વિચારો તેમની આગળ વ્યક્ત કર્યા હતા

શ્રીમદના ઈડરનિવાસની ખબર મળતા શ્રી લલ્લુજી આદિ મુનિઓ ત્વરાથી ત્યા આવી પહોચ્યા શ્રીમદને તદ્દન એકાત જોઈતું હતું એટલે આવા પ્રસગની તેમને ઇચ્છા નહોતી છતા પોતે ફરવા જાય ત્યારે બહાર જગલમા અમુક સ્થળે મળવા આવવાની તેમણે તેમને રજા આપી શ્રીમદ તો પહેલેથી અપરિચિત માર્ગોમાં મોટે અવાજે ગાથાઓની ધૂન લગાવતા ફરવા નીકળી જતા, અને નિયત સ્થળે વખત થતા આવી પહોચતા એક વેળા તો નીચેની ગાથાઓનું રટણ લગભગ એક કલાક ચાલ્યુ હતુ

> मा मुज्झह मा रज्जह, मा दुस्सह इट्ठणिट्ठअट्ठसु ।
> थिरमिच्छह जइ चित्त विचित्तझाणप्पसिद्धीए ॥ ४८ ॥
> ज किंचिवि चिंततो णिरीहवित्ती हवे जदा साहू ।
> लद्धूण य एयत्त तदाहु त तस्स णिच्चयं झाण ॥ ५५ ॥
>
> (द्रव्यसग्रह)

ભાવાર્થ : વિવિધ ધ્યાનોમાં સિદ્ધિ મેળવવાને અર્થે તમારું ચિત્ત જો સ્થિર થયેલું ઇચ્છતા હો, તો ઇષ્ટ અનિષ્ટ વિષયોમાં મોહ, રાગ અને દ્વેષ કરવા છોડી દો. ॥ ૪૮ ॥

કોઈ પણ પ્રકારના વિષય ઉપર ધ્યાન કરતાં સાધુ સ્વરૂપસ્થિતિ રૂપ એકાગ્રતા પ્રાપ્ત કરી સકામવૃત્તિઓથી રહિત થઈ શકે ત્યારે તેને સાચું ધ્યાન પ્રાપ્ત થયું કહેવાય ॥ ૫૫ ॥

કોઈ કોઈ વાર શ્રીમદ બધાની વચમાં કલાકો સુધી મૌનપણે સમાધિસ્થ રહેતા; અથવા તે બધાને લઈ દૂર પહાડો ઉપર ચાલ્યા જતા. તે વખતે તે એવા આત્મવેગમાં રહેતા કે કાંટા, ઝાંખરાં કશાનું તેમને ભાન રહેતું નહિ અને વેગપૂર્વક ઊંચે ઊંચે ચાલ્યા જતા. પછી કોઈ શિલા ઉપર જઈને બેસતા અને કાંઈ પઠનપાઠન કરતા અથવા ધાર્મિક વિવેચન કરતા. કોઈ કોઈ વાર તો હિંસ્ર પશુઓનાં નિવાસસ્થાન સમીપ જ દેખાતા. તે પ્રસંગો દરમ્યાન શ્રીમદે આખું 'દ્રવ્યસંગ્રહ' પુસ્તક મુનિઓને વાંચી સંભળાવ્યું હતું.

શ્રીમદ આ વખતે ઈડરમાં ત્રણ માસ રહ્યા હતા. તે પોતાનો ઘણો વખત ગુફાઓમાં ગાળતા. ઈડરથી વવાણિયા તરફ શ્રીમદ્ ત્રણેક માસ માટે ગયા હતા. ત્યાંથી પાછા ફરી, થોડો વખત ઈડર રહી મુંબઈ ગયા હતા. સં. ૧૯૫૬માં કેટલોક કાળ તેમણે ધર્મપુરનાં જંગલોમાં ગાળ્યો હતો.

## ૧૦

ઈડરથી સં. ૧૯૫૬માં શ્રીમદ અમદાવાદ પાસેના નરોડા ગામમાં મુનિઓ રહેતા હતા ત્યાં પધાર્યા હતા. આ અરસામાં તેમણે સ્ત્રી અને લક્ષ્મીનો ત્યાગ કર્યો હતો તથા

તબિયત સારી થતા માતાજીની રજા મળ્યે સંન્યાસ લેવાનુ ધાર્યું હતુ તે વાત આગળ આવી ગઈ છે ત્યાથી શ્રીમદ વઢવાણ ગયા હતા ત્યાના નિવાસ દરમ્યાન તેમણે 'પરમશ્રુતપ્રભાવક મડળ'ની સ્થાપના કરી એક સારી રકમની ટીપ કરી તેમાથી મહાન આચાર્યોના અપ્રસિદ્ધ ગ્રથો પ્રસિદ્ધ કરાવી લોકોમા તત્ત્વવિચારનો ફેલાવો કરવો એ તેનો હેતુ હતો તે સસ્થાનો વહીવટ હાલ રેવાશકરભાઈના પુત્ર શેઠ મણિલાલ ચલાવે છે

શ્રીમદ્ લક્ષ્મીનો ત્યાગ કર્યા પછી બહુ સારીખાઈથી તે વ્રત પાળતા તેને અગે પ્રભાવક મડળના નાણાની વાતમા ભાગ લેવો પડે તો તેને પણ તે અતિચારરૂપે લેખતા

પરતુ આ અરસામા તેમની તબિયત ધીરે ધીરે બગડતી જ ચાલી હવાફેર માટે તેમને દરિયાકિનારે મુબઈ માટુગા શિવ અને નરમારી તરફ લઈ જવામા આવ્યા ત્યાથી પછી વઢવાણ અને મોરબીમા આણવામા આવ્યા તેમના પદ્માસન અને કાઉસગ્ગમુદ્રાના બન્ને ફોટા વઢવાણમા જ આ અરસામા લેવામા આવ્યા હતા પછી તે રાજકોટ ગયા અશક્તિને લીધે ડાક્તરોએ શ્રીમદને વાતચીત પણ વિશેષ ન કરાવવાની તજવીજ રાખવી હતી તેમના નાના ભાઈ મનસુખભાઈ તથા શ્રી રેવાશકરભાઈ ડૉ પ્રાણજીવન દાસ લીમડીવાળા મનસુખભાઈ વગેરે તેમની સારવારમા હતા પરતુ તે બધાની પ્રેમ અને કાળજીભરી સારવાર પણ ગમનો મુખ આત્માને રોકી શકી નહિ તેમની અતિમ અવસ્થાનુ વર્ણન શ્રી મનસુખભાઈ આ પ્રમાણે કરે છે

"હું છેવટની પળ સુધી અસાવધ રહ્યો. તે પવિત્રાત્માએ આડકતરી રીતે ચેતવ્યું તથાપિ રાગને લઈને હું સમજી શક્યો નહિ. . . . દેહત્યાગના આગલા દિવસે સાયંકાળે રેવાશંકરભાઈ, નરભેરામ તથા મને કહ્યું, 'તમે નિશ્ચિંત રહેજો. આ આત્મા શાશ્વત છે. અવશ્ય વિશેષ ઉત્તમ ગતિને પ્રાપ્ત થવાનો છે. તમે શાંત અને સમાધિપણે વર્તશો. જે રત્નમય જ્ઞાનવાણી આ દેહ દ્વારા કહી શકાવાની હતી તે કહેવાનો સમય નથી. તમે પુરુષાર્થ કરશો.' આવી સ્પષ્ટ ચેતવણી છતાં અમે ચેતી શક્યા નહિ . . . રાત્રીના અઢી વાગ્યે અત્યંત શરદી થઈ. તે સમયે તેઓશ્રીએ જણાવ્યું, 'નિશ્ચિંત રહેજો. ભાઈનુ સમાધિમૃત્યુ છે.' ઉપાયો કરતાં શરદી ગઈ. પોણા આઠ વાગ્યે સવારે દૂધ આપ્યું. તદ્દન સંપૂર્ણ શુદ્ધિમા મન, વચન અને કાયા હતાં. પોણા નવે કહ્યુ, 'મનસુખ, દુઃખ ન પામતો. માંને ઠીક રાખજે. હું મારા આત્મસ્વરૂપમાં લીન થાઉં છું.' (તેમના કહેવાથી તેમને બીજા કોચ ઉપર ખસેડ્યા, ત્યાં) તે પવિત્ર દેહ અને આત્મા સમાધિસ્થભાવે છૂટા પડ્યા. લેશમાત્ર આત્મા છૂટો થયાનાં ચિહ્ન ન જણાયા. લઘુશંકા, દીર્ઘશંકા. મોઢે પાણી કે આંખે પાણી કે પરસેવો કશુ નહોતુ."

આમ સંવત ૧૯૫૭ના ચૈત્ર વદ ૫ને મંગળવારે બપોરે બે વાગતાં શ્રમદ રાજચંદ્ર નાશવંત દેહનો ત્યાગ કરી ગયા.

શ્રીમદના ધર્મપત્ની પોતાનો કાળ એકાંતમા તેમણે આપેલા સ્મરણની માળામા જ ગાળતાં હતા બહુ જ થોડા કાળમાં તેમનો પણ દેહ છૂટી ગયો.

૯

# શ્રીમદ્નો અક્ષરદેહ

શ્રીમદ્નો જીવનવૃત્તાન્ત પૂરો થયા પછી તેમણે રચેલાં પુસ્તકોનો ટૂંક પરિચય કરાવવો આવશ્યક છે. તે પુસ્તકોમાંનાં ઘણાંનો સમાવેશ 'શ્રીમદ્ રાજચંદ્ર' નામે પ્રસિદ્ધ થયેલા તેમના સમસ્ત લખાણોના મહાસંગ્રહમાં થઈ જાય છે. તે આખો ગ્રંથ સાચે જ બધી રીતે શ્રીમદ્નો એક અપૂર્વ અક્ષરદેહ જ છે. તેમાં ક્રમાનુક્રમે શ્રીમદ્નું સમસ્ત આંતરજીવન આપણી આગળ તાદૃશ ખડું થાય છે. આપણી ભાષામાં કોઈ સાધકના આંતરજીવનની નોંધોનાં એવાં પુસ્તક બહુ ઓછાં છે. એ રીતે એ પુસ્તક આપણા સાહિત્યમાં અગત્યનું સ્થાન ભોગવે છે. શ્રીમદ્ દુકાન ઉપર પણ પોતાની સાથે પોતાની નોંધપોથી કાયમ રાખતા અને વ્યાવહારિક કામકાજમાંથી સહેજ પણ નિવૃત્તિ મળતાં તરત પોતાના અંતરમાં ડૂબકું મારી જતા. ત્યાર પછી તે બધા વિચારો અને અનુભવો તરત તે નોંધપોથીમાં ટાંકી લેતા. એ ગ્રંથમાં એવી અંગત નોંધોના થોકેથોક એકઠા કરેલા છે.

તે ઉપરાત અન્ય મળધીઓ કે જિજ્ઞાસુઓને લખેના પત્રો તેમજ તેમણે પૂછેના પ્રશ્નોના જવાબો તથા તેમની સુરકેશી ઓના બતાવેલા ઉકેલોથી પણ તે ગ્રંથ ભરપૂર છે. આ પ્રકરણમા તેમની એ મહત્ વિચારસૃષ્ટિનો પરિચય કરાવવાનો ઇરાદો નથી તેને માટે એક સ્વતંત્ર પુસ્તક જ જોઈએ. અહીં તો તેમણે રચેના પ્રગટ કે અપ્રગટ પુસ્તકોનો ટૂંક પરિચય કરાવવો ધાર્યો છે શરૂઆતમા તેમણે રચેલા સ્વતંત્ર પુસ્તકોનો પરિચય વર્ષાનુક્રમે આપ્યો છે તથા પછીના ભાગમા તેમણે કરેલા ભાષાતરો કે અન્ય લેખકોના ગ્રથ ઉપર કરેલા વિવેચનો વિષે ટૂક નોધ છે

૧

સં ૧૯૪૦માં બહાર પડેલુ 'સ્ત્રીનીતિબોધ વિભાગ-૧' એ શ્રીમદના ૧૬ વર્ષ પહેલા લખેના લખાણોમાનુ પ્રથમ પુસ્તક છે તેની પ્રસ્તાવનામા, તેમણે સ્ત્રીકેળવણી વધતી જાય તેની સાથે વાચવાનો શોખ વધે તેને માટે સ્ત્રીઓને યોગ્ય સારા પુસ્તકો લખવા વિદ્વાનોને વિનતી કરી છે. જૂના વિચારના લોકોના સ્ત્રીકેળવણી સામે મુકાતા આક્ષેપો દૂર કર્યા છે, તે વખતે છપાયેના સ્ત્રીઓને વાચવા યોગ્ય પાચમાત પુસ્તકના નામ આપ્યા છે, તથા સ્ત્રીઓ નહિ સુધરવાનુ કારણ બાળલગ્ન, કજોડા વહેમ અને અજ્ઞાન છે એમ જણાવી બાળલગ્નની હાનિ વિચારવા વિનતિ કરી છે તે પ્રસ્તાવનામા જ જણાવ્યા પ્રમાણે ત્રણ ભાગમા 'સ્ત્રીનીતિબોધ' લખવા વિચાર રાખી, થોડી કિંમત રખાય તો ઘણા લાભ લઈ શકે એ હેતુથી તેમણે ચાર આનામા પ્રથમ વિભાગ પ્રસિદ્ધ કર્યો છે.

સ્ત્રીઓમા ગવાતા ગરબાં ગીત, ધોળ અને ગરબાની પદ્ધતિ પ્રમાણે ચાર ભાગ પાડી તે પુસ્તક છાપવામા આવ્યુ છે પહેલા ભાગમા ઈશ્વરપ્રાર્થના ભક્તિ અને ઉપકાર ઉપગત ક્ષણભગુ દેહ માતાએ પુત્રીને દીધેલી શિખામણ, વખત નકામો ન ગુમાવવો તથા ઉદ્યમ અને ઉદ્યમથી થયેલા કામ વિષે ગ બીઓ છે બીજા ભાગમા કેળવણી કેળવણીના ફાયદા અભણ સ્ત્રીને ધિક્કાર સુગ્રય વાચવા વિષે તથા સારી રીખ સુણવા વિષે ગરબીઓ છે ત્રીજા ભાગમા સુધરવા વિષે સદ્ગુણ મજવા વિષે સુનીતિ વધારવા વિષે મદ્ય વિષે પ પુરુષ વિષે અને વ્યભિચાર વિષે ગરબીઓ છે અને ચોથા ભાગમા સદ્ગુણી સજ્જની ', અને સદ્બોધશતક છે મુખપૃષ્ઠ ઉપર તેમણે મૂકેલી ભુજ ગી છદની કડીમા સ્ત્રી કેળવણીની આવશ્યકતા વિષે તેમનુ દૃષ્ટિબિંદુ સમજાઈ જાય છે

> થવા દરા આબાદ સૌ હોસ ધારો
> ભણાવી ગણાવી વનિતા સુધારો
> થતી આર્યભૂમિ વિષે સ્નેહ હાનિ,
> કરો દૂર તેને તમે હિત માની

પાછળના બે ભાગ લખાયા જણાતા નથી 'સ્ત્રીનીતિબોધ ને અતે જાહેરખબરમા લખ્યુ છે કે સભ્યમાળા ' એ નામનુ એક સુનીતિબોધક પુસ્તક મે રચીને તૈયાર કરેલુ છે તે પણ પ્રસિદ્ધ થયુ છે કે નહિ પોતાના અતરમગી શકતી નથી નખેલી નકલ પણ ઉપલબ્ધ વિચારો અને અનુભૂતી તેમનો ધ્યાન ઘણો ઊંડો હતો અને એ પ્રથમા એવી અગત્મિકતાનુ મૂળ માનતા તે લખે છે

"મુમુક્ષુ જીવે અખંડ નીતિનું મૂળ પ્રથમ આત્મામાં સ્થાપવું જોઈએ. નહિ તો ઉપદેશાદિનું નિષ્ફળપણું થાય છે. દ્રવ્યાદિ ઉત્પન્ન કરવા આદિમાં સાંગોપાંગ ન્યાયસંપન્ન રહેવું તેનું નામ નીતિ છે. એ નીતિ મૂકતાં પ્રાણ જાય એવી દશા આવ્યે ત્યાગ વૈરાગ્ય ખરા સ્વરૂપમાં પ્રગટે છે. અને તે જ જીવને સત્પુરુષના વચનનું તથા આજ્ઞાધર્મનું અદ્‌ભુત સામર્થ્ય, માહાત્મ્ય અને રહસ્ય સમજાય છે અને સર્વ વૃત્તિઓ નિજપણે વર્તવાનો માર્ગ સ્પષ્ટ સિદ્ધ થાય છે."

* * *

"પુષ્પમાળા" એ પણ તેમનું ૧૬ વર્ષની ઉંમર પહેલાંનું લખાણ ગણાય છે. તે 'શ્રીમદ્રાજચંદ્ર' ગ્રંથમાં ૧૦૮ અંક હેઠળ પ્રસિદ્ધ થયેલું છે. તેમાં સૂત્રાત્મક વાક્યોની રહીથી, તથા માળાની પેઠે નિત્ય આવર્તન કરી શકાય એ હેતુથી ૧૦૮ બોલ લખ્યા છે શરૂઆતમા, "ગત પૂરી થઈ, નવો દિવસ આવ્યો, ગયા દિવસ ઉપર નજર નાખી જાઓ અને નિષ્ફળ ગયેલા વખત માટે વિચાર કરો, કરવાનાં કામોની આગતમા સમય, શક્તિ અને પરિણામ તપાસી લો, વખત અમૂલ્ય છે એ યાદ રાખો અને અયોગ્ય રીતે કોઈ

ત્યાર બાદ, ખાવાપીવામાં મિતાહારી થવાનું, તથા કામભોગોમાં સંયમી થવાનું સૂચવી, જીવનના અંતિમ લક્ષ્ય પ્રત્યે પણ દુર્લક્ષ ન કરવાની તાકીદ આપી છે. ધર્મનું મૂળ સત્પુરુષોનો વ્યવહાર છે; જુદા જુદા ધર્મોમાં માત્ર દૃષ્ટિભેદ છે, તાત્ત્વિક ભેદ નથી; ધાર્મિક જીવનમાં આવશ્યક વસ્તુ અમુક મત કે સંપ્રદાયમાં હોવાપણું નથી, પરંતુ સંસારમળ નાશ થાય તેવી ભક્તિ, નીતિ અને સદાચારની ક્રિયાઓ છે; અને તેને માટે ઓછામાં ઓછો અર્ધો પ્રહર પણ આપવો જોઈએ એમ સૂચવ્યું છે. તથા વાસ્તવિક આત્મચિંતન જે થયુ તેટલા પૂરતો જ આજનો દિવસ સફળ થયો એમ જણાવી, સૂતી વખતે ફરી પોતાનાં કામોનો હિસાબ કાઢવાનું સૂચવી માળા પૂરી કરી છે.

* * *

'પુષ્પમાળા' પછીનુ તેમનું તે સમયનું પ્રસિદ્ધ પુસ્તક 'મોક્ષમાળા' છે. તે તેમણે ૧૬ વરસ અને પાંચ માસની ઉમરે ત્રણ દિવસમાં લખ્યું હતું: તે પુસ્તક વિષે તે પોતે જણાવે છે: 'તત્ત્વજ્ઞાન પામવાની જિજ્ઞાસા લોકોમાં ઉત્પન્ન થાય તે માટે તત્ત્વજ્ઞાન અને શીલનો બોધ આપવાના ઉદ્દેશથી આ ૧૦૮ પાઠો લખેલા છે નવા ઊછરતા યુવાનોની કેળવણીમાં આ સાચી કેળવણીની ખામી દૂર કરી, તેમને અયોગ્ય વાંચનમાંથી બચાવી તેમને સન્માર્ગે દોરવાનું તેમાં પ્રયોજન છે.' કથાઓ અને ઉદાહરણોથી રોચક બનાવેલા તે પાઠોના વિષયનો સાર આ પ્રમાણે છે:—

જગતમા કોઈ સુખી તો કોઈ દુઃખી એમ વિવિધ દશામાં પ્રાણીઓ નજરે પડે છે. ને ઉપરથી સમજાય છે કે

પુનર્જન્મ છે અને દરેક પોતપોતાના કર્મો અનુસાર તે બધુ પામે છે અમૂલ્ય એવો મનુષ્યદેહ મળ્યો છે તો ક્ષણિક સુખોમા અને પરિણામે દુ ખદાયક પદાર્થોમા તેને પૂરો ન કરતા જેનાથી આત્મા આ દુ ખદાયક બધનો છેદીને બહાર નીકળે અને સ્વરૂપસ્થિતિરૂપ ઉત્તમ સુખ પ્રાપ્ત કરે એમ કરવુ એ જ ડહાપણ છે. પરંતુ જ્યા સુધી જીવ અને જગતનુ સ્વરૂપ ન સમજાય, ત્યા સુધી અજ્ઞાનથી અનેક મિથ્યા પ્રવૃત્તિઓમા આથડયા જ કરવાનુ અને દુ ખો વેઠયા કરવાના મનુષ્યદેહમા જ તે જ્ઞાન મળી શકે તેમ છે. તે જ્ઞાન સતપુરુષોને આશ્રયે રહેલુ છે તે જ્ઞાન પ્રાપ્ત કરી મનુષ્યજન્મ સફળ કરવો એ જ મનુષ્યનુ એકમાત્ર કર્તવ્ય છે

પોતાનુ કલ્યાણ ઇચ્છનારે ત્રણ તત્ત્વો જાણવા જોઈએ ૧ સત્ દેવ, ૨ સત્ ધર્મ અને ૩ સત્ ગુરુ પોતાના બધા પ્રકારના દોષો અને અપૂર્ણતાઓ દૂર કરી જેણે પોતાનુ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે તે સત્ દેવ છ અનાદિકાળથી જીવ અજ્ઞાનજન્ય વાસનાઓને લીધે સાસારિક પદાર્થોમા આથડ્યા કરે છે, તે અવોગતિમાથી તેને બચાવે તેનુ નામ ધર્મ. તેનુ સાચુ સ્વરૂપ તે પોતાના સ્વરૂપની ઓળખાણ ટાળવી અને તેનુ દર્શન કરવુ તે છે. તેને ઉપયોગી થનાર વસ્તુઓ — જેવી કે દયા, સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહ વગેરે — પણ ધર્મ જ કહેવાય છે સાસારિક વ્યવહારમા જેમ ભોમિયાની કે સલાહકારની જરૂર પડે છે, તેમ ધર્મની બાબતમા પણ દોરનારની જરૂર પડે છે તે સદ્ગુરુ કહેવાય છ સદ્ગુરુની પાસેથી ધર્મ જાણી, પ્રાણની પરવા કર્યા વિના તેમા દૃઢ રહેવુ સત્સંગ એ સર્વ સુખનું મૂળ છે, વિકારો

દૂર કરવાનું સાધન છે અને આત્માના રોગો નિવારવાનું ઔષધ છે.

દરેક ધર્મવાળા પોતાના ધર્મને સાચો માને છે. પરંતુ જે કોઈ ધર્મથી આત્માના દોષો ઓછા થતા હોય, તેની ક્રમિક ઉન્નતિ સધાતી હોય અને સર્વ જીવોનું અભય પ્રાપ્ત થતું હોય તે સાચો ધર્મ છે. જૈન ધર્મમાં જીવ, અજીવ, પાપ, પુણ્ય, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષનું જે વિવેચન છે, તે મનુષ્યને તેના આત્મકલ્યાણના માર્ગમાં અત્યંત સહાયક થાય તેવું છે. તીર્થંકર મહાપ્રભુએ જૈનધર્મ કેવળ જીવોના કલ્યાણાર્થે, પોતે જીવ અને જગતનું સંપૂર્ણ સ્વરૂપ પામ્યા પછી ઉપદેશ્યો છે.

ગૃહસ્થાશ્રમમાં રહીને પણ આત્માનું કલ્યાણ સાધી શકાય છે. અને તેવો ગૃહસ્થાશ્રમ જ શ્રેષ્ઠ છે. તે ગૃહસ્થાશ્રમ ધર્મ અને નીતિના નિયમો અનુસાર ચાલતો હોય, અને તેનું લક્ષ્ય આત્મજ્ઞાનની પ્રાપ્તિ હોય.

આખા સંસારનું મૂળ કામવાસના છે. એ ભોગ કેવળ શોકનું કારણ છે. તેનાથી જ્ઞાન અને ધ્યાન ટળે છે, અને અજ્ઞાન છાકે છે. વસ્તુ જેમ પાત્ર વિના ન રહી શકે તેમ આત્મજ્ઞાન બ્રહ્મચર્ય વિના રહી ન શકે. જ્યાં સુધી ઇંદ્રિયો પોતપોતાના વિષયો પ્રત્યે નિરંકુશ દોડ્યા કરે છે, ત્યાં સુધી માણસ કાંઈ પણ પ્રગતિ કરી શકતો નથી. જે કાંઈ ઉપદેશ છે તે મનનો નિગ્રહ થયા વિના સફળ થવો અશક્ય છે.. તે નિગ્રહ પ્રાપ્ત કરવા આહારવિહારની નિયમિતતા, અપ્રમાદ, કામભોગોમાંથી નિવૃત્તિ, વખતનો જાગૃતિપૂર્વક સદુપયોગ — વગેરે પ્રયત્નપૂર્વક સેવવાં જોઈએ.

પળ એ અમૂલ્ય ચીજ છે. ચક્રવર્તી આખું રાજ્ય આપીને પણ ગયેલી પળ પાછી ન મેળવી શકે. વિવેક એ જેમ ધર્મનું મૂળ તત્ત્વ છે તેમ પ્રયત્ન એ એનું ઉપતત્ત્વ છે. રોજના વ્યવહારમાં અટવાઈ ન જતાં પ્રયત્નપૂર્વક આધ્યાત્મિક ઉન્નતિ માટે વખત ફાજલ પાડવો. જગતના દોષોમાંથી તરી ગયેલા સિદ્ધાત્માઓની ભક્તિ કરવી. તેનાથી આપણામાં તેમને માર્ગે જવામાં વિશ્વાસ ઉત્પન્ન થાય છે તથા બળ મળે છે. એમ મોક્ષના માર્ગમાં લાભદાયક ભાવ ઊપજે તેવી ક્રિયા અમુક કાળ સુધી રોજ નિયમિત, મન વચન અને કાયાના પાપભાવને રોકી કરવી અને આત્મચિંતનમાં લીન રહેવા પ્રયત્ન કરવો એનું નામ સામાયિક. તેને માટે જે વખત કાઢયો હોય તેને વિવેકપૂર્વક મનન, પઠન અને ધ્યાનાદિકમાં એકાગ્રતા અને સાવધાનતાથી ઉપયોગમાં લેવો.

* * *

પરંતુ 'મોક્ષમાળા' પુસ્તક છપાતાં વાર લાગવાથી, અગાઉથી થયેલા ગ્રાહકોને તેમણે 'ભાવનાબોધ' નામનું એક નાનું પુસ્તક ભેટ આપ્યું હતું. તેમાં અધ્યાત્મજીવન ગાળવા ઇચ્છનારે જે બાર ભાવનાઓ જીવનમાં દૃઢ કરવાની છે તેમને રોચક દૃષ્ટાંતોથી સમજાવી છે.

૧. અનિત્યભાવના: સંસારના સર્વ પદાર્થો, સંબંધો અને સુખો ક્ષણિક છે અને તેમની પાછળ પડનાર પસ્તાય છે એમ ચિંતવવું તે.

૨. અશરણભાવના: મરણ સમયે અને દુઃખને સમયે પોતાનાં પ્રિય સંબંધીઓ કે કામભોગો શરણ આપી શકતા નથી એમ ચિંતવવું તે.

૩. એકત્વભાવના : આત્મા એકલો આવ્યો છે અને એકલો જવાનો છે; પોતાનાં કર્મોનું ફળ ભોગવવામાં કોઈ ભાગીદાર થવાનું નથી એમ ચિંતવવું તે.

૪. અન્યત્વભાવના : સંસારના બધા પદાર્થો સ્વતંત્ર હોઈ, કોઈ કોઈનું થઈ શકતું નથી એમ ચિંતવવું તે.

૫. અશુચિભાવના : બહારથી રમણીય દેખાતું શરીર રોગશોકનું ધામ તથા અપવિત્ર વસ્તુઓનું બનેલું છે એમ ચિંતવવું તે.

૬. સંસારભાવના : સંસારનાં બધાં સુખો ક્ષણિક તથા પરિણામે અનંત દુઃખનાં કારણ છે એમ ચિંતવવું તે.

૭. આસ્રવભાવના : રાગદ્વેષ, અજ્ઞાન વગેરે પાપને પ્રવેશ કરવાનાં દ્વાર છે; અને તેનાથી આત્મા મૂઢ બની સંસારમાં રખડી દુઃખી થાય છે એમ ચિંતવવું તે.

૮. સંવરભાવના : જ્ઞાન, ધ્યાન, તપ વગેરે એ પાપોને આવતાં રોકવાના ઉપાય છે એમ ચિંતવવું તે.

૯. નિર્જરાભાવના : તપ વગેરેથી તથા શાસ્ત્ર અને સત્પુરુષના સેવનથી જ્ઞાનધ્યાનમાં પ્રતિષ્ઠિત થઈ કર્મો ખંખેરી નાખી શકાય છે એમ ચિંતવવું તે.

૧૦. લોકસ્વરૂપભાવના : શાસ્ત્રોમાં વર્ણવેલું લોકસ્વરૂપ તપાસી દેવમનુષ્ય વગેરે કોઈ ગતિમાં કાંઈ જ સુખ નથી, પરંતુ સુખ માત્ર સિદ્ધલોકમાં એટલે કે મુક્ત દશામાં છે એમ ચિંતવવું તે.

૧૧. બોધદુર્લભભાવના ૧૨. ધર્મદુર્લભભાવના : બોધ અને ધર્મનું જ્ઞાન તથા શીલ પ્રાપ્ત થવાં દુર્લભ છે એમ ચિંતવવું તે.

*　　　*　　　*

આ ઉપરાંત એ અરસામાં તેમણે નીચેના ગ્રંથો લખ્યા હોય તેમ જણાય છે. સંસ્કૃત મહાકાવ્યના નિયમાનુસારે 'નમિરાજ' નામે એક કાવ્યગ્રંથ તેમણે લખ્યો છે. તેમાં શાંતરસ પ્રધાન રાખી નવે રસને ખીલવ્યા છે. તેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થનો ઉપદેશ કરી અંતે મોક્ષમાર્ગ વર્ણવ્યો છે. એ પાંચહજાર શ્લોકનો ગ્રંથ તેમણે ૭ દિવસમાં રચ્યો હતો. પરંતુ એ ગ્રંથ ઉપલબ્ધ નથી. તેમજ તે છપાયો હતો કે કેમ તે પણ કહી શકાતું નથી.

'શ્રીમદ્રાજચંદ્ર' ગ્રંથમાં 'વચનામૃત' નામથી ૧૨૦ બોલ તેમણે 'પુષ્પમાળા'ની શૈલીમાં લખેલા તે અંક ૭ હેઠળ છપાયા છે. તેમાં પણ અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અપ્રમાદ, નીતિ, તથા મોક્ષ તત્ત્વોનું સૂત્રાત્મક શૈલીમાં કથન છે. આ વચનામૃતોના ૧૬મા બોલમાં લખ્યું છે કે 'વચનસપ્તશતી' પુનઃ પુનઃ સ્મરણમાં ગખો. તે સૂચવે છે કે તેમણે બીજા પણ તેવા સાતસો બોલ લખ્યા છે. 'તત્ત્વજ્ઞાન' નામનો તેમના વચનામૃતોમાંથી તૈયાર કરેલો નાનો સંગ્રહ બહાર પડ્યો છે. તેમાં 'મહાનીતિ'ના સાતસો બોલ આપેલા છે, તે પણ આ અરસામાં જ લખાયા હોય એમ લાગે છે.

સત્તર અઢાર વર્ષની વયે શ્રીમદે લખેલા દાર્ષ્ટાંતિક દોહરા લગભગ એંશી જેટલી સંખ્યામાં પ્રાપ્ત થયા છે. તે અપ્રગટ છે. તેમાં નીતિવ્યવહારની શિખામણ મુખ્ય છે. તે

છે. પછી તે બંને દોષો ટાળવાનો ઉપાય 'સદ્‌ગુરુચરણની ઉપાસના' બતાવી, સદ્‌ગુરુનાં લક્ષણ અને માહાત્મ્ય સંક્ષેપમાં વર્ણવી, સદ્‌ગુરુના કે તેમના સમાગમના અભાવે આત્માનું નિરૂપણ કરનારાં સત્શાસ્ત્રોનો અભ્યાસ મધ્યસ્થ બુદ્ધિએ કરવાની ભલામણ કરી છે. પછી, આત્મજ્ઞાન પામવા ઇચ્છનારે સ્વચ્છંદ અને મતાર્થીપણું ટાળવાં જોઈએ: મોક્ષમાર્ગમાં સ્વચ્છંદ (એટલે કે સ્વબુદ્ધિએ તત્ત્વનિર્ણય) એ મહાન વિઘ્નરૂપ છે તથા મતાર્થીપણું એ તેનું જ એક રૂપ છે, એમ દર્શાવી સાચા આત્માર્થીનાં લક્ષણો વર્ણવી બતાવ્યાં છે.

ત્યાર બાદ એક ગાથામાં છ પદનો* નામનિર્દેશ આવે છે. અને તે દરેક પદ ઉપર શિષ્યની શંકાઓ અને ગુરુના ખુલાસા શરૂ થાય છે. જેમકે, 'આત્મા છે' એ પદ ઉપર શંકા કરતાં શિષ્ય જણાવે છે કે, 'જીવ દેખાતો નથી, માટે જીવ નથી. અથવા દેહ જ આત્મા છે.' પછી ગુરુ અનેક સરળ યુક્તિઓથી તે નાસ્તિકવાદનું ખંડન કરે છે. તે જ પ્રમાણે આત્માના નિત્યત્વ, કર્તૃત્વ અને ભોક્તૃત્વ વગેરે પદો ઉપર પણ શિષ્ય શંકાઓ કરે છે અને ગુરુ તેના જવાબ આપે છે.

ઉપસંહારમાં, આ છ પદ વિષે વિચાર કરવાથી તેમજ તેમને વિષે નિઃશંક થવાથી સમકીત પ્રાપ્ત થશે એમ જણાવી, મિથ્યાત્વરૂપી મહાન રોગ ટાળવા સદ્‌ગુરુરૂપી મહાવૈદ્યને શોધી, તેની આજ્ઞારૂપી પથ્ય પાળી, તેમના બોધનો

* જુઓ આગળ પાન ૬૧.

વિચાર ધ્યાનમા લેવા રૂપ ઔષધની ભલામણ કરી છે તથા 'આ કાળ વિષમ હોવાથી મોક્ષ ન મળે' વગેરે વિચારો તજી સત્પુરુષાર્થ કરી પરમાર્થ સાધવા પ્રેરણા કરી છે અતમા, આત્માનું પારમાર્થિક સ્વરૂપ વિચારવા છતાં સદ્વ્યવહારરૂપી મોક્ષના સાધનો પ્રત્યે ખેદરકાર ન બનવાની ચેતવણી આપી છે અને જણાવ્યુ છે કે, જ્યા સુધી તે જ્ઞાન યથાર્થ પ્રાપ્ત થયુ નથી ત્યા સુધી પારમાર્થિક સ્થિતિની વાતો કરવામા માલ નથી માટે દયા, શાતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ, વૈરાગ્ય આદિ ગુણોનુ સેવન કરતા કરતા જાગ્રત રહેવુ એ જ યોગ્ય છે

## ૨

હવે શ્રીમદે કરેલા ભાષાતરો અને અન્ય લેખકોના ગ્રથ ઉપર લખેલા વિવેચનો ટૂકમા જોઈ જઈએ સંપૂર્ણ પુસ્તકનુ ભાષાતર માત્ર એક જ શ્રીમદે કર્યુ છે દિગબર જૈન આમ્નાયમા અગ્રગણ્ય શ્રીકુદકુદાચાર્યનો 'પચાસ્તિકાય' ગ્રથ પ્રસિદ્ધ છે તેનો જ તે સરળ શબ્દશ અનુવાદ છે તેના ઉપર વિવેચન કે ટીકા કાઈ જ કર્યું નથી ખૂટતા શબ્દો પણ કૌંસમા મૂકી અનગ પાડ્યા છે મૂળ લેખક જ ગુજરાતીમા લખતા હોય તેવી પ્રૌઢ અને ગભીર શૈલીમા તે અનુવાદ થયેલો છે

શ્રીદશવૈકાલિક સિદ્ધાતમાથી શ્રીમદે સ ૧૯૪૫મા 'સંયતિમુનિધર્મ' વિષે ૫૧ બોલ લખ્યા છે પ્રથમના આઠ બોલ ચોથા અધ્યયનમાથી લીધા છે અને નવમાથી છત્રીસ સુધીના છટ્ઠા અધ્યયનની નવથી છત્રીસ ગાથાઓ ઉપરથી

૭

## શ્રીમદનાં સ્મારકો

શ્રીમદે પોતાની હયાતીમાં જ 'પરમશ્રુત પ્રભાવક મંડળ'ની યોજના ઊભી કરી હતી એ વાત ઉપર આવી ગઈ છે તે મંડળે જે અનેક ઉપયોગી પુસ્તકો બહાર પાડ્યા છે તે શ્રીમદનું અનેરું સ્મારક જ છે. તે મંડળે વળી શ્રીમદના પત્રો, નોંધો વગેરે એકત્રિત કરી તથા સંશોધિત કરી "શ્રીમદ્રાજચંદ્ર" નામનો જે ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે તે પણ તે મહાપુરુષનું એક અદ્ભુત સ્મારક છે. તે ગ્રંથમાં એટલી બધી સામગ્રી કાળજીપૂર્વક એકઠી કરવામા આવી છે કે તેને ભાવપૂર્વક વાચનાર આગળ શ્રીમદનું સંપૂર્ણ આતર જીવન પ્રત્યક્ષ થાય છે.

શ્રીમદની સૂચના અનુસાર શ્રી અંબાલાલભાઈ મુમુક્ષુઓને ઉપયોગી પુસ્તકો મંગાવી રાખી શ્રીમદ સૂચવે તે પ્રમાણે જે જેને યોગ્ય હોય તેને મોકલી આપતા. ખરીદવાની ઇચ્છા હોય તે કિંમત આપી રાખી લેતા, નહિ તો અભ્યાસ કરી પાછુ મોકલતા. આ પ્રમાણે જ્ઞાનની પરબરૂપ

"શ્રી સુબોધ પાઠશાળા" નામની જે સંસ્થા નાના પાયા ઉપર સ્થપાઈ હતી તે હજુ પણ ચાલે છે અને ખંભાત તથા આજુબાજુના જિજ્ઞાસુઓની યથાયોગ્ય સેવા બજાવે છે.

શ્રીમદ ખંભાત પાસે વડવા મુકામે ઘણો વખત નિવૃત્તિ અર્થે આવીને રહેતા. તે સ્થાન એકાંતમાં આવેલું હોઈ સત્સંગ તેમજ શ્રીમદના સ્મરણાર્થે ઉત્તમ લાગવાથી સ્વ. પોપટલાલ મહોકમચંદ અને શ્રીમદના અન્ય પ્રશંસકોએ ત્યાં એક સુંદર મકાન અને દેરાસર સહિત "નિજાભ્યાસ-મંડપ" સ્થાપ્યો છે.

કચ્છના વતની, બ્રાહ્મણકુળમાં જન્મેલા તથા સ્થાનકવાસી સંપ્રદાયમાં જૈન દીક્ષા પામેલા એક શ્રી રત્નરાજ નામના સાધુ મારવાડમાં રહેતા હતા. તે સત્યની શોધને અર્થે કોઈ પણ સંપ્રદાયના સંતવિદ્વાનોનો સમાગમ કર્યા કરતા. તેમણે શ્રીમદની ખ્યાતિ સાંભળી અને તેમને મળવા મારવાડથી તે ગુજરાત આવવા નીકળ્યા. પરંતુ ત્યાર પહેલાં શ્રીમદનું અવસાન થઈ ગયુ હોવાથી ખિન્ન થઈ તે શ્રીમદના પરિચયમાં આવેલા કોઈ તેમના ભક્તની શોધમાં નીકળી, શ્રી લઘુરાજ સ્વામી (શ્રી લલ્લુજી) પાસે આવી પહોંચ્યા. તેમના સમાગમથી તથા શ્રીમદનાં વચનોના અભ્યાસથી તેમને શાંતિ પ્રાપ્ત થઈ. તે ઘણો વખત શ્રી લલ્લુજીના સંગમાં રહ્યા. ત્યાર બાદ, શ્રીમદના સ્મારક તરીકે, સિદ્ધપુર પાસે રાજપુર ગામની નજીક "શ્રી રાજમંદિર આશ્રમ" સ્થાપી હાલ તે ત્યાં રહે છે.

શ્રી લઘુરાજ સ્વામી ક્યાંય સ્થિર રહ્યા વિના વિચર્યા કરતા. ધીમે ધીમે વૃદ્ધાવસ્થા તથા વ્યાધિને કારણે પગની

શક્તિ ઘટી જતાં, સંદેશરમાં ભેગા મળેલા શ્રીમદના ભક્તોએ શ્રીમદના સ્મારક તરીકે એકાદ મકાન બનાવી ત્યાં રહેવાનો તેમને આગ્રહ કર્યો. ત્યારે તે ત્યાં રહેવા કબૂલ થયા. તે મુજબ અગાસ સ્ટેશન પાસે "શ્રીમદ રાજચંદ્ર આશ્રમ"ની સ્થાપના થઈ. શ્રી લઘુરાજ સ્વામી ઘણો વખત ત્યાં રહેતા હોવાથી ઘણા મુમુક્ષુઓએ પોતાને ખર્ચે ત્યાં મકાનો બનાવ્યાં છે, અને હાલ કાયમ પચાસથી સો માણસો ત્યાં રહે છે. આશ્રમમાં શ્વેતાંબર દિગંબર એવા કોઈ પંથનું વાતાવરણ ન હોવાથી અનેક કુળસંપ્રદાયના જુદા જુદા જિજ્ઞાસુઓ ત્યાં આવે છે અને રહે છે.

સ્વ. પૂંજાભાઈ હીરાચંદની ઉદાર મખાવતથી અમદાવાદમાં મહાત્મા ગાંધીજી દ્વારા 'શ્રીમદ રાજચંદ્ર જ્ઞાનભંડાર' નામની સંસ્થા સ્થપાઈ હતી. હાલ તે સંસ્થાનાં પુસ્તકો ગુજરાત વિદ્યાપીઠના પુસ્તકાલયમાં અંતર્ગત છે.

આ બધાં સ્મારકો કરતાં શ્રીમદનાં સૌથી શ્રેષ્ઠ સ્મારકો તો શ્રીમદના રંગથી રંગાયેલા અનેક મુમુક્ષુઓ છે. કોઈ મતમતાંતરનો આગ્રહ રાખ્યા વિના શ્રીમદના જીવનોપદેશ અનુસાર પોતાનો પુરુષાર્થ દાખવતા તે સર્વને નમ્રભાવે નમસ્કાર કરી આ ટૂંક જીવનરેખા પૂરી કરીશું.

૧

# રાયચંદભાઈનાં કેટલાંક સ્મરણો

## પ્રાસ્તાવિક

શ્રીમદ રાજચંદ્રના પત્રો અને લખાણોની (નવી) આવૃત્તિને સારુ પ્રસ્તાવના લખવાની માગણી મારી પાસે જેને હું મારા વડીલ ભાઈ સમા ગણુ છુ એવા શ્રી. રેવાશંકર જગજીવને કરી તેનો હુ ઇનકાર નથી કરી શક્યો. શ્રીમદ રાજચંદ્રનાં લખાણોની પ્રસ્તાવનામા શુ લખવુ એ વિચારતા મને એમ લાગ્યું કે તેમનાં સ્મરણોના થોડા પ્રકરણો મેં યરોડાના કેદખાનામાં લખ્યાં તે આપુ તો એ અર્થ સરે. એક તો જે પ્રયાસ મેં જેલમાં કર્યો તે અધૂરો છતા કેવળ ધર્મવૃત્તિથી લખાયેલો હોવાથી મારા જેવા મુમુક્ષુને તેનો લાભ મળે અને બીજા જેઓને શ્રીમદનો પરિચય ન થયો હોય તેઓને તેમનો કંઈક પરિચય મળે અને તેથી તેમના કેટલાક લખાણો સમજવામાં મદદ મળે.

નીચેનાં પ્રકરણો તો અધૂરા છે. હુ પૂરા કરી શકું એવું મને ભાસતું નથી. કેમકે અવકાશ મળે તોયે જે મેં

લખ્યુ છે તેનાથી આગળ બહુ વધવાની મારી ઇચ્છા નથી થતી તેથી છેલ્લું પ્રકરણ જે અધૂરુ રહ્યું તે પૂરું કરી તેમાં કેટલીક વસ્તુનો સમાવેશ કરી દેવા ઇચ્છુ છુ

એ પ્રકરણોમા એક વિષયનો વિચાર નથી થયો તે વાચનારની પાસે રજૂ કરવો ઇષ્ટ ગણુ છુ કેટલાક એમ કહે છે કે શ્રીમદ પચીસમા તીર્થંકર થઈ ગયા કેટલાક એમ માને છે કે તેમણે મોક્ષ મેળવી લીધો આ બન્ને માન્યતા અયોગ્ય છે એમ મને લાગે છે એ માન્યતા ધરાવનાર શ્રીમદને ઓળખતા નથી અથવા તીર્થંકરની અથવા મુક્ત પુરુષની વ્યાખ્યા બીજી કરે છે આપણા પ્રિયતમને સારુ પણ આપણે સત્યને હળવુ કે સસ્તું ન કરીએ મોક્ષ અમૂલ્ય વસ્તુ છે મોક્ષ આત્માની અંતિમ સ્થિતિ છે મોક્ષ એવી મોંઘી વસ્તુ છે કે તે મેળવતા જેટલો પ્રયત્ન સમુદ્રતીરે બેસી એક સળી લઈ તેની ઉપર એક એક બિંદુ ચડાવી સમુદ્ર ઉલેચનારને કરવો પડે અને ધીરજ રાખવી પડે તેના કરતાંયે વિશેષની આવશ્યકતા છે એ મોક્ષનુ સંપૂર્ણ વર્ણન અસંભવિત છે તીર્થંકરને મોક્ષ પૂર્વેની વિભૂતિઓ સહજ પ્રાપ્ત હોય આ દેહે મુક્ત પુરુષને રોગાદિ હોય નહિ નિર્વિકારી શરીરમા રોગ સંભવતો નથી રાગ વિના રોગ હોય નહિ જ્યા વિકાર ત્યા રાગ રહેલો જ હોય, જ્યા રાગ ત્યા મોક્ષ સંભવે નહિ મુક્ત પુરુષને જોઈતી વીતરાગતા કે તીર્થંકરની વિભૂતિઓ શ્રીમદને પ્રાપ્ત નહોતી થઈ સામાન્ય મનુષ્યોના પ્રમાણમાં શ્રીમદની વીતરાગતા અને વિભૂતિઓ ઘણી વધારે હતી, તેથી આપણે તેમને લૌકિક ભાષામાં વીતરાગ અને વિભૂતિમાન કહીએ પણ મુક્ત

પુરુષને નારે કે પામેલી વીતરાગતાને અને તીર્થંકરની વિભૂતિઓને શ્રીમદ નહોતા પહોંચી શક્યા એવો મારો દૃઢ અભિપ્રાય છે આ કંઈ એક મહાન કે પૂજ્ય વ્યક્તિનો દોષ બતાવવાને સારુ નથી લખતો પણ તેમને અને સત્યને ન્યાય મળવા ખાતર લખુ છુ આપણે સંસારી જીવો છીએ ત્યારે શ્રીમદ અસંસારી હતા આપણને અનેક યોનિઓમા ભટકવુ પડશે ત્યારે શ્રીમદને કદાચ એક જન્મ બસ થાઓ આપણે કદાચ મોક્ષથી દૂર ભાગતા હોઈશુ ત્યારે શ્રીમદ વાયુવેગે મોક્ષ તરફ ધસી રહ્યા હતા આ થોડો પુરુષાર્થ નથી એમ છતા મારે કહેવુ જોઈએ કે શ્રીમદ જે અપૂર્વ પદનુ તેમણે પોતે સુંદર વર્ણન કર્યુ છે, તે પામી નહોતા શક્યા તેમણે જ કહ્યુ છે કે તેમના પ્રવાસમા તેમને સહરાનુ રણ વચમા આવ્યુ તે ઓળંગવુ બાકી રહી ગયુ પણ શ્રીમદ રાજચંદ્ર અસાધારણ વ્યક્તિ હતા તેમના લખાણ એ તેમના અનુભવના બિંદુ સમા છે તે વાચનાર વિચારનાર અને તે પ્રમાણે ચાલનારને મોક્ષ સુલભ થાય તેના કષાયો મોળા પડે તેને સંસાર વિશે ઉદાસીનતા આવે, તે દેહનો મોહ છોડી આત્માર્થી બને

આટલા ઉપરથી વાચનાર જોશે કે શ્રીમદના લખાણ અધિકારીને સારુ છે બધા વાચનાર તેમા રસ નહિ લઈ શકે ટીકાકારને તેની ટીકાનુ કારણ મળશે પણ શ્રદ્ધાવાન તો તેમાથી રસ જ લૂંટશે તેમના લખાણોમા સત્ નીતરી રહ્યુ છે એવો મને હમેશા ભાસ આવ્યો છે તેમણે પોતાનુ જ્ઞાન બતાવવા સારુ એક પણ અક્ષર નથી લખ્યો લખનારનો હેતુ વાચનારને પોતાના આત્માનંદમા ભાગીદાર

ધાર્મિક મનુષ્યનો ધર્મ તેના પ્રત્યેક કાર્યમાં જણાવો જ જોઈએ એમ રાયચંદભાઈએ પોતાના જીવનમા બતાવી આપ્યુ હતુ ધર્મ કંઈ એકાદશીને દહાડે જ, પજુસણમાં જ, ઈદને દહાડે કે રવિવારે જ પાળવાનો, અથવા તો મંદિરોમાં દેરાંઓમા, દેવળોમા ને મસ્જિદોમા જ પાળવાનો, પણ દુકાનમા કે દરબારમાં નહિ એવો કોઈ નિયમ નથી, એટલું જ નહિ પણ એમ કહેવુ એ ધર્મને ન ઓળખવા બરાબર છે એમ રાયચંદભાઈ કહેતા, માનતા, ને પોતાના આચારમા બતાવી આપતા

તેમનો વેપાર હીરામોતીનો હતો શ્રી રેવાશંકર જગજીવન ઝવેરીની સાથે ભાગીદાર હતા સાથે કાપડની દુકાન પણ ચલાવતા પોતાના વ્યવહારમા સંપૂર્ણ રીતે પ્રામાણિકપણુ જાળવતા એવી મારી ઉપર તેમણે છાપ પાડી હતી તેઓ સોદા કરતા તે વખતે હુ કોઈ વાર અનાયાસે હાજર રહેતો તેમની વાત સ્પષ્ટ અને એક જ હતી 'ચાલાકી' જેવુ હું કંઈ જોતો નહિ સામેનાની ચાલાકી પોતે તરત કળી જતા તે તેમને અસહ્ય લાગતી. એવે વખતે તેમની ભ્રૂકુટી પણ ચડતી, ને આંખોમાં લાલાશ હું જોઈ શકતો હતો

ધર્મકુશળ એ વ્યવહારકુશળ ન હોય એ વહેમ રાયચંદભાઈએ ખોટો સિદ્ધ કરી બતાવ્યો હતો પોતાના વેપારમા પૂરી કાળજી ને હોશિયારી બતાવતા હીરામોતીની પરીક્ષા ઘણી ઝીણવટથી કરી શકતા જો કે અંગ્રેજી જ્ઞાન તેમને નહોતુ છતા પારિસ વગેરેના તેમના આડતિયા તરફથી આવેલા કાગળો, તારોના મર્મો તરત સમજી જતા ને

પણ સ્મરણો લખવાની પણ મારી શક્તિ અથવા યોગ્યતા વિષે મને શંકા ઉત્પન્ન થઈ છે. અવકાશ હોય તો તેમનાં સ્મરણો લખું એવો ઉદ્દગાર મેં એકથી વધારે વખત કાઢેલો મને યાદ છે. તેમના એક શિષ્ય કે જેમને સારુ મારા મનમાં ઘણું માન છે, તેમણે તે સાંભળેલું અને આ આરંભ મુખ્યત્વે તેમને સંતોષવાને ખાતર છે. શ્રીમદ્ રાજચંદ્ર જેમને હું રાયચંદભાઈ અથવા કવિ એવા નામથી પ્રેમ અને માનપૂર્વક બોલાવતો, તેમનાં સ્મરણો લખી તેમનું રહસ્ય મુમુક્ષુ પાસે મૂકવું એ મને ગમે. હવે તો મારો પ્રયાસ કેવળ મિત્રને સંતોષવા પૂરતો છે. તેમનાં સ્મરણોને હું ન્યાય આપી શકું તેને સારુ મને જૈનમાર્ગનો સારો પરિચય હોવો જોઈએ. મારે કબૂલ કરવુ જોઈએ કે તે નથી. તેથી મારું દષ્ટિબિંદુ હુ અત્યંત સંકુચિત રાખવાનો છુ. જે જે સ્મરણોની મારા જીવન ઉપર છાપ પડી છે તેની નોંધ અને તેમાંથી જે શિક્ષણ મને મળ્યું છે તે જ આપી હું સંતોષ માનીશ. કદાચ જે લાભ મને મળ્યો તે અથવા તેવો તે સ્મરણોથી વાચનાર મુમુક્ષુને પણ મળે.

'મુમુક્ષુ' શબ્દ મેં ઇરાદાપૂર્વક વાપર્યો છે. બધી જાતના વાંચનારને સારુ આ પ્રયાસ નથી.

મારી ઉપર ત્રણ પુરુષોએ ઊંડી છાપ પાડી છે. ટૉલ્સ્ટૉય, રસ્કિન અને રાયચંદભાઈ. ટૉલ્સ્ટૉયની તેમના અમુક પુસ્તક દ્વારા અને તેમની સાથેના થોડા પત્રવ્યવહારથી, રસ્કિનની તેના એક જ પુસ્તક 'અનટુ ધિસ લાસ્ટ'થી,— જેનું ગુજરાતી નામ 'સર્વોદય' મેં રાખ્યું છે — અને

રાયચંદભાઈની તેમની સાથેના ગાઢ પરિચયથી. હિંદુધર્મમાં મને શંકા પેદા થઈ તે સમયે તેના નિવારણમાં મદદ કરનાર રાયચંદભાઈ હતા. સને ૧૮૯૩ની સાલમાં દક્ષિણ આફ્રિકામાં હું કેટલાક ખ્રિસ્તી સજ્જનોના ખાસ સંબંધમાં આવ્યો. તેમનું જીવન સ્વચ્છ હતું. તે ધર્મચુસ્ત હતા. બીજા ધર્મવાળાને ખ્રિસ્તી થવા સમજાવવા એ તેમનો મુખ્ય વ્યવસાય હતો. જોકે મારો તેમની સાથે સંબંધ વ્યાવહારિક કાર્યને જ અંગે થયો તો પણ તેમણે મારા આત્માના કલ્યાણ અંગે ચિંતા કરવા માંડી. મારું એક કર્તવ્ય હું સમજી શક્યો. જ્યાં સુધી હિંદુધર્મનું રહસ્ય હું પૂરું ન જાણી લઉં અને તેનાથી મારા આત્માને અસંતોષ ન થાય ત્યાં સુધી મારા જન્મનો ધર્મ મારે ન જ તજવો જોઈએ. તેથી મેં હિંદુ અને બીજા ધર્મપુસ્તકો વાંચવા શરૂ કર્યાં. ખ્રિસ્તી, મુસલમાની પુસ્તકો વાંચ્યાં. લંડનમાં થયેલા અંગ્રેજ મિત્રોની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. તેમની આગળ મારી શંકાઓ મૂકી. તેમજ હિંદુસ્તાનમાં જેઓ ઉપર મારી કંઈ પણ આસ્થા હતી તેમની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. તેમાં રાયચંદભાઈ મુખ્ય હતા. તેમની સાથે તો મને સારો સંબંધ બંધાઈ ચૂક્યો હતો. તેમના પ્રત્યે માન હતું. તેથી તેમની મારફતે જે મળી શકે તે મેળવવા વિચાર કર્યો. તેનું પરિણામ એ આવ્યું કે હું શાંતિ પામ્યો. હિંદુધર્મમાં મને જે જોઈએ તે મળે એમ છે એવો મનને વિશ્વાસ આવ્યો. આ સ્થિતિને માટે રાયચંદભાઈ જવાબદાર થયા એટલે મારું માન તેમના પ્રત્યે કેટલું વધ્યું હોવું જોઈએ તેનો ખ્યાલ વાંચનારને કંઈક આવશે.

એમ છતાં મેં એમને ધર્મગુરુ નથી માન્યા. ધર્મગુરુની તો શોધ જ કર્યા કરું છું, અને હજુ સુધી મને બધાને વિષે જવાબ 'આ નહિ' એમ જ મળ્યો છે. એવા સંપૂર્ણ ગુરુ મળવાને મારો અધિકાર જોઈએ, તે ક્યાંથી કાઢું?

૨

રાયચંદભાઈની સાથે મારી ઓળખાણ સન ૧૮૯૧ના જુલાઈ માસમાં જે દિવસે હું વિલાયતથી પાછો ફરી મુંબઈ પહોંચ્યો તે જ દિવસે થઈ. એ દિવસોમાં દરિયામાં તોફાન હોય છે. તેથી આગબોટ મોડી પહોંચેલી ને રાત પડી ગઈ હતી. મારો ઉતારો દાક્તર — બૅરિસ્ટર — અને હવે રંગૂનના પ્રખ્યાત ઝવેરી — પ્રાણજીવનદાસ મહેતાને ત્યાં હતો. રાયચંદભાઈ તેમના વડીલ ભાઈના જમાઈ થાય. દાક્તરે જ પરિચય કરાવેલો. તેમના બીજા વડીલ ભાઈ ઝવેરી રેવાશંકર જગજીવનદાસની ઓળખ પણ તે જ દિવસે થઈ. દાક્તરે રાયચંદભાઈને 'કવિ' કહી ઓળખાવ્યા, અને મને કહ્યું, 'કવિ છતાંયે અમારી સાથે વેપારમાં છે. તેઓ જ્ઞાની છે, શતાવધાની છે.' કોઈએ સૂચના કરી કે મારે કેટલાક શબ્દો તેમને સંભળાવવા ને તેઓ તે શબ્દો ગમે તે ભાષાના હશે તો પણ જે ક્રમમાં હું બોલ્યો હઈશ તે જ ક્રમમાં પાછા કહી જશે. મને આ સાંભળીને આશ્ચર્ય થયું. હું તો જુવાનિયો, વિલાયતથી આવેલો, મારે ભાષાજ્ઞાનનો પણ ડોળ, મને વિલાયતનો પવન ત્યારે કંઈ ઓછો ન હતો. વિલાયતથી આવ્યા એટલે ઊંચેથી ઊતર્યા. મેં મારું બધું જ્ઞાન ઠાલવ્યું અને જુદી જુદી ભાષાના શબ્દો પ્રથમ તો

મે લખી કાઢયા — કેમકે મને ક્રમ ક્યાં યાદ રહેવાનો હતો? અને પછી — તે શબ્દો હું વાચી ગયો તે જ ક્રમમા રાયચંદભાઈએ હળવેથી એક પછી એક બધા શબ્દો કહી દીધા ' હું રાજી થયો, ચકિત થયો અને કવિની સ્મરણશક્તિ વિષે મારો ઊંચો અભિપ્રાય બંધાયો વિલાયતનો પવન હળવો પાડવા સારુ આ અનુભવ સરસ થયો ગણાય

કવિને અંગ્રેજી જ્ઞાન મુદ્દલ ન હતું તેમની ઉંમર તે વખતે પચીસથી ઉપર ન હતી ગુજરાતી નિશાળમા પણ થોડો જ અભ્યાસ કરેલો છતા આટલી સ્મરણશક્તિ, આટલુ જ્ઞાન અને આટલું તેમની આસપાસનાઓ તરફથી માન આથી હુ મોહાયો સ્મરણશક્તિ નિશાળમાં નથી વેચાતી જ્ઞાન પણ નિશાળની બહાર જો ઇચ્છા થાય — જિજ્ઞાસા હોય — તો મળે અને માન પામવાને સારુ વિલાયત કે ક્યાંયે જવુ નથી પડતું પણ ગુણને માન જોઈએ તો મળી રહે છે, એ પદાર્થપાઠ મને મુબઈ ઊતરતાં જ મળ્યો

કવિની સાથેનો આ પરિચય બહુ આગળ ચાલ્યો સ્મરણશક્તિ ઘણાની તીવ્ર હોય, તેથી અંજાવાની કશી જરૂર નથી શાસ્ત્રજ્ઞાન પણ ઘણાને જોવામાં આવે છે પણ જો તે સંસ્કારી ન હોય તો તેમની પાસેથી ફૂટી બદામ પણ નથી મળતી સંસ્કાર સારા હોય ત્યાં જ સ્મરણશક્તિ અને શાસ્ત્રજ્ઞાનનો મેળાપ શોભે અને જગતને શોભાવે કવિ સંસ્કારી જ્ઞાની હતા

## ૩

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે,
　　ક્યારે થઈશું બાહ્યાન્તર નિર્ગ્રંથ જો,
સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને,
　　વિચરશું કવ મહત્પુરુષને પંથ જો ?
સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી,
　　માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો,
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહિ,
　　દેહે પણ કિંચિત્ મૂર્છા નવ હોય જો — અપૂર્વ૦

રાયચંદભાઈના ૧૮ વર્ષની ઉમરે નીકળેલા અપૂર્વ ઉદ્‌ગારની આ પહેલી બે કડીઓ છે.

જે વૈરાગ્ય એ કડીઓમાં જળહળી રહ્યો છે તે મેં તેમના બે વર્ષના ગાઢ પરિચયમા ક્ષણે ક્ષણે તેમનામાં જોયેલો. તેમના લખાણોની એક અસાધારણતા એ છે કે પોતે જે અનુભવ્યું તે જ લખ્યુ છે. તેમા ક્યાયે કૃત્રિમતા નથી બીજાની ઉપર છાપ પાડવા સારુ એક લીટી સરખી પણ લખી હોય એમ મેં નથી જોયુ. તેમની પાસે હમેશાં કંઈક ધર્મપુસ્તક અને એક કોરી ચોપડી પડેલા જ હોય. એ ચોપડીમાં પોતાના મનમા જે વિચાર આવે તે લખી નાખે. કોઈ વેળા ગદ્ય ને કોઈ વેળા પદ્ય. એવી રીતે જ 'અપૂર્વ અવસર' પણ લખાયેલુ હોવુ જોઈએ.

ખાતાં, બેસતા, સૂતાં, પ્રત્યેક ક્રિયા કરતાં તેમનામાં વૈરાગ્ય તો હોય જ. કોઈ વખત આ જગતના કોઈ પણ વૈભવને વિષે તેમને મોહ થયો હોય એમ મેં નથી જોયુ.

તેમની રહેણીકરણી હું આદરપૂર્વક પણ ઝીણવટથી તપાસતો. ભોજનમાં જે મળે તેથી સંતુષ્ટ રહેતા. પહેરવેશ સાદો, પહેરણ, અંગરખું, ખેસ, ગરભસૂતરો ફેંટો ને ધોતી. એ કંઈ બહુ સાફ કે ઇસ્ત્રીબંધ રહેતા એમ મને સ્મરણ નથી. ભોંયે બેસવું ખુરશીએ બેસવું બન્ને સરખાં હતાં. સામાન્ય રીતે પોતાની દુકાનમાં ગાદીએ બેસતા.

તેમની ચાલ ધીમી હતી, અને જોનાર સમજી શકે કે ચાલતાં પણ પોતે વિચારમાં ગ્રસ્ત છે. આંખમાં ચમત્કાર હતો અત્યંત તેજસ્વી, વિહ્વળતા જરાયે ન હતી. આંખમાં એકાગ્રતા લખેલી હતી. ચહેરો ગોળાકાર, હોઠ પાતળા, નાક અણીદાર પણ નહિ, ચપટું પણ નહિ, શરીર એકવડું, કદ મધ્યમ, વર્ણ શ્યામ, દેખાવ શાંત મૂર્તિનો હતો. તેમના કંઠમાં એટલું બધું માધુર્ય હતું કે તેમને સાંભળતાં માણસ થાકે નહિ. ચહેરો હસમુખો ને પ્રફુલ્લિત હતો. તેની ઉપર અંતરાનંદની છાયા હતી. ભાષા એટલી પરિપૂર્ણ હતી કે તેમને પોતાના વિચારો બતાવતાં કોઈ દિવસ શબ્દ ગોતવો પડ્યો છે એમ મને યાદ નથી. કાગળ લખવા બેસે ત્યારે ભાગ્યે જ શબ્દ બદલતા મેં તેમને જોયા હશે; છતાં વાંચનારને એમ નહિ લાગે કે ક્યાંયે વિચાર અપૂર્ણ છે કે વાક્યરચના તૂટેલી છે, અથવા શબ્દની પસંદગીમાં ખોડ છે.

આ વર્ણન સંયમીને વિષે સંભવે. બાહ્યાડંબરથી મનુષ્ય વીતરાગી નથી થઈ શકતો. વીતરાગતા એ આત્માની પ્રસાદી છે. અનેક જન્મના પ્રયત્ને મળી શકે છે એમ હરકોઈ માણસ અનુભવી શકે છે. રાગોને કાઢવાનો પ્રયત્ન કરનાર જાણે છે કે રાગરહિત થવું કેવું કઠિન છે. એ રાગ-

રહિત દશા કવિને સ્વાભાવિક હતી એમ મારી ઉપર છાપ પડી હતી.

મોક્ષનું પ્રથમ પગથિયું વીતરાગતા છે. જ્યાં સુધી જગતની એક પણ વસ્તુમાં મન ખૂંચેલું છે ત્યાં સુધી મોક્ષની વાત કેમ ગમે? અથવા ગમે તો તે કેવળ કાનને જ — એટલે જેમ આપણને અર્થ જાણ્યા સમજ્યા વિના કોઈ સંગીતનો કેવળ સુર જ ગમી જાય તેમ. એવી માત્ર કર્ણપ્રિય રમતમાંથી મોક્ષને અનુસરનારું વર્તન આવતાં તો ઘણો કાળ વહી જાય. આંતર વૈરાગ્ય વિના મોક્ષની લગની ન થાય. એવી વૈરાગ્યલગની કવિની હતી.

૬

'વણિક તેહનું નામ, જેહ જૂઠું નવ બોલે,
વણિક તેહનું નામ, તોલ ઓછું નવ તોલે,
વણિક તેહનું નામ, બાપે બોલ્યું તે પાળે,
વણિક તેહનું નામ, વ્યાજ સહિત ધન વાળે.
વિવેક તોલ એ વણિકનું, સુલતાન તોલ એ શાખ છે,
વેપાર ચૂકે જો વાણિયો, દુખ દાવાનળ થાય છે.'

— શામળભટ્ટ

સામાન્ય માન્યતા એવી હોય છે કે વ્યવહાર કે વેપાર અને પરમાર્થ અથવા ધર્મ એ બે નોખી ને વિરોધી વસ્તુ છે. વેપારમાં ધર્મ દાખલ કરવો એ ગાંડપણ છે એમ કરવા જતાં બન્ને બગડે. આ માન્યતા જો ખોટી ન હોય તો આપણે કપાળે કેવળ નિરાશા જ લખેલી હોય. એવી એક પણ વસ્તુ નથી, એવો એક પણ વ્યવહાર નથી કે જેમાંથી આપણે ધર્મને દૂર રાખી શકીએ.

ધાર્મિક મનુષ્યનો ધર્મ તેના પ્રત્યેક કાર્યમાં જણાવો જ જોઈએ એમ રાયચંદભાઈએ પોતાના જીવનમાં બતાવી આપ્યું હતું. ધર્મ કંઈ એકાદશીને દહાડે જ, પજુસણમાં જ, ઈદને દહાડે કે રવિવારે જ પાળવાનો, અથવા તો મંદિરોમાં, દેરાંઓમાં, દેવળોમાં ને મસ્જિદોમાં જ પાળવાનો, પણ દુકાનમાં કે દરબારમાં નહિ, એવો કોઈ નિયમ નથી; એટલું જ નહિ પણ એમ કહેવું એ ધર્મને ન ઓળખવા બરાબર છે, એમ રાયચંદભાઈ કહેતા, માનતા, ને પોતાના આચારમાં બતાવી આપતા.

તેમનો વેપાર હીરામોતીનો હતો. શ્રી. રેવાશંકર જગજીવન ઝવેરીની સાથે ભાગીદાર હતા. સાથે કાપડની દુકાન પણ ચલાવતા. પોતાના વ્યવહારમાં સંપૂર્ણ રીતે પ્રામાણિકપણું જાળવતા એવી મારી ઉપર તેમણે છાપ પાડી હતી. તેઓ સોદા કરતા તે વખતે હું કોઈ વાર અનાયાસે હાજર રહેતો. તેમની વાત સ્પષ્ટ અને એક જ હતી. 'ચાલાકી' જેવું હું કંઈ જોતો નહિ. સામેનાની ચાલાકી પોતે તરત કળી જતા. તે તેમને અસહ્ય લાગતી. એવે વખતે તેમની ભ્રૂકુટી પણ ચડતી, ને આંખોમાં લાલાશ હું જોઈ શકતો હતો.

ધર્મકુશળ એ વ્યવહારકુશળ ન હોય એ વહેમ રાયચંદભાઈએ ખોટો સિદ્ધ કરી બતાવ્યો હતો. પોતાના વેપારમાં પૂરી કાળજી ને હોશિયારી બતાવતા. હીરામોતીની પરીક્ષા ઘણી ઝીણવટથી કરી શકતા. જો કે અંગ્રેજી જ્ઞાન તેમને નહોતું છતાં પારિસ વગેરેના તેમના આડતિયા તરફથી આવેલા કાગળો, તારોના મર્મો તરત સમજી જતા, ને

તેઓની કળા વર્તતાં વાર ન લાગતી. તેમણે કરેલા તર્કો ઘણે ભાગે સાચા પડતા.

આટલી કાળજી ને હોશિયારી છતાં વેપારની ધાલાવેલી કે ચિંતા ન રાખતા. દુકાનમાં બેઠા પણ જ્યારે પોતાનું કામ પૂરું થઈ રહે એટલે ધર્મપુસ્તક તો પાસે પડ્યું જ હોય તે ઊઘડે અથવા પેલી પોથી કે જેમાં પોતાના ઉદ્ગારો લખતા તે ઊઘડે. મારા જેવા જિજ્ઞાસુ તેમની પાસે રોજ આવ્યા જ હોય. તેમની સાથે ધર્મચર્ચા કરતાં આંચકો ન ખાય. વેપારને ટાણે વેપાર, ધર્મને ટાણે ધર્મ, અથવા એક જ વખતે એક જ કામ એ સામાન્ય અને સુંદર નિયમનું કવિ પાલન ન કરતા. પોતે શતાવધાની હોઈ તેનું પાલન ન કરે તે ચાલે. બીજાઓ તેમનો વાદ કરવા જાય તો બે ઘોડે ચડનાર જેમ પડે તેમ પડે જ. સંપૂર્ણ રીતે ધાર્મિક ને વીતરાગી પુરુષ પણ જે ક્રિયા જે કાળે કરતો હોય તેમાં જ તે લીન થાય એ યોગ્ય છે એટલુ જ નહિ પણ તેને તો એ જ શોભે. એ તેના યોગની નિશાની છે. એમાં ધર્મ છે. વેપાર અથવા એવી કોઈ પણ ક્રિયા જો કર્તવ્ય હોય તો તેમાં પણ પૂરી એકાગ્રતા હોવી જ જોઈએ. અંતરમા આત્મચિંતવન તે તો મુમુક્ષુને તેના શ્વાસની પેઠે ચાલવું જ જોઈએ, તેથી એક ક્ષણભર પણ તે વંચિત ન રહે. પણ આત્માને ચિંતવતો છતો જે બાહ્ય કાર્ય કરતો હોય તેમાય તે તન્મય રહે જ.

આમ કવિ નહોતા કરતા એમ હું કહેવા નથી ઇચ્છતો. ઉપર જ મેં કહ્યુ છે કે પોતે તેમના વેપારમા પૂરી કાળજી રાખતા. એમ છતાં મારી ઉપર એવી છાપ

પડી છે ખરી કે કવિએ પોતાના શરીરની પાસેથી જોઈએ તે કરતાં વધારે કામ લીધું એ યોગની અપૂર્ણતા તો ન હોય? કર્તવ્ય કરતાં શરીર પણ જવા દેવું જોઈએ એ નીતિ છે પણ શક્તિ ઉપરાંત કંઈ વહોરી લઈ તેને કર્તવ્ય માનવું એ રાગ છે એવો અતિ સૂક્ષ્મ રાગ કવિને હતો એમ મને લાગ્યા કર્યું છે

ઘણી વખત પરમાર્થ દૃષ્ટિએ માણસ શક્તિ ઉપરાંત કામ લે છે ને પાછી એને પહોંચી વળતાં તણાવું પડે છે એને આપણે ગુણ માનીએ છીએ ને તેની પ્રશંસા કરીએ છીએ પણ પરમાર્થ એટલે ધર્મદૃષ્ટિએ જોતાં એમ ઉપાડેલા કામમાં સૂક્ષ્મ મૂર્છા હોવાનો બહુ સંભવ છે

જો આપણે આ જગતમાં કેવળ નિમિત્તમાત્ર જ હોઈએ આ શરીર આપણને ભાડે મળ્યું છે ને આપણે તે વાટે તુરંત મોક્ષ સાધવો એ જ પરમ કર્તવ્ય હોય તો એ માર્ગમાં જે વિઘ્નકર્તા હોય તેનો ત્યાગ અવશ્ય કરવો જ જોઈએ એ જ પારમાર્થિક દૃષ્ટિ બીજી નહિ

જે દલીલો હું ઉપર કરી ગયો છું તે પણ બીજે રૂપે ને પોતાની જ ચમત્કારી ભાષામાં રાયચંદભાઈ મને સંભળાવી ગયા હતા એમ છતાં તેમણે કેટલીક ઉપાધિઓ એવી કેવી વહોરી કે પરિણામે તેમને સખત માંદગી ભોગવવી પડી?

જો રાયચંદભાઈને પણ પરોપકાર નિમિત્ત મોહે ક્ષણ વાર ઘેરી લીધા એ મારી માન્યતા ખરી હોય તો 'प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति' એ શ્લોકાર્ધ અહીં

બરોબર બંધ બેસે છે, ને તેનો અર્થ એટલો જ છે કે ઇચ્છાપૂર્વક વર્તવાને માટે ઉપરના કૃષ્ણવચનનો ઉપયોગ કોઈ કરતા જણાય છે તે તો કેવળ દુરુપયોગ છે. રાયચંદભાઈની પ્રકૃતિ તેમને બળાત્કારે ઊંડા પાણીમાં લઈ ગઈ. એવા કાર્યને દોષરૂપે પણ લગભગ સંપૂર્ણ આત્માને વિષે જ કલ્પી શકાય. આપણે સામાન્ય માણસો તો પરોપકારી કાર્ય પાછળ ગાંડા બનીએ ત્યારે જ તેને કદાચ પહોંચી વળીએ. આ વિષયને એટલેથી જ સમાપ્ત કરીએ.

એવી પણ માન્યતા જોવામાં આવે છે કે ધાર્મિક માણસો તો એવા ભોળા હોય કે તેને બધા છેતરે. તેને દુનિયાની બાબતોની કશી ખબર ન પડે. આ બરોબર હોય તો કૃષ્ણચંદ્ર અને રામચંદ્ર બે અવતારો તે કેવળ સંસારી મનુષ્યોમાં ગણાવા જોઈએ. કવિ કહેતા કે જેને શુદ્ધ જ્ઞાન છે તેને છેતરવો અશક્ય હોવું જોઈએ. માણસ ધાર્મિક એટલે નીતિમાન હોય છતાં તે જ્ઞાની ન હોય. પણ મોક્ષને માટે નીતિ અને અનુભવજ્ઞાનનો સુયોગ જોઈએ.

અપૂર્ણતા નથી સિદ્ધ કરી શકતા, પણ સંપૂર્ણ શુદ્ધ જ્ઞાન કેટલું દુર્લભ છે એ સૂચવે છે

આમ અપવાદો છતાં વ્યવહારકુશળતા અને ધર્મપરાયણતાનો સુંદર મેળ જેટલો મે કવિને વિષે જોયો એટલો બીજામાં નથી અનુભવ્યો.

## ૫

રાયચંદભાઈના ધર્મનો વિચાર આપણે કરીએ તેના પહેલાં ધર્મનું સ્વરૂપ જે તેમણે આલેખ્યું હતું તે જોઈ જવું અગત્યનું છે

ધર્મ એટલે અમુક મતમતાંતર નહિ ધર્મ એટલે શાસ્ત્રોને નામે ઓળખાતાં પુસ્તકોને વાંચી જવાં કે ગોખી જવાં અથવા તેમાં કહેલું બધું માનવું જ એ પણ નહિ

ધર્મ એ આત્માનો ગુણ છે અને માનવજાતિને વિષે દૃશ્ય કે અદૃશ્ય રૂપે રહેલો છે ધર્મ વડે આપણે મનુષ્યજીવનનું કર્તવ્ય જાણી શકીએ છીએ ધર્મ વડે આપણે બીજા જીવો પ્રત્યેનો આપણો ખરો સંબંધ ઓળખી શકીએ આ બધું જ્યાં સુધી આપણે પોતાને ન ઓળખીએ ત્યાં સુધી ન જ બની શકે એ તો દેખીતું છે તેથી ધર્મ એટલે જે વડે આપણે પોતાને ઓળખી શકીએ તે સાધન

આ સાધન આપણે જ્યાંથી મળે ત્યાંથી લઈએ પછી ભલે તે ભારતવર્ષમાં મળો કે યુરોપથી આવો કે અરબસ્તાનથી આ સાધનોનું સામાન્ય સ્વરૂપ બધા ધર્મશાસ્ત્રોમાં એક જ છે એમ જેણે જુદાં જુદાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે તે કહી શકશે અસત્ય બોલવું કે આચરવું

એમ કોઈ શાસ્ત્ર નથી કહેતુ હિંસા કરવી એમ પણ કોઈ શાસ્ત્ર નથી કહેતું સર્વ શાસ્ત્રોનુ દોહન કરતા શંકરાચાર્યે 'ब्रह्म सत्य जगन्मिथ्या' કહ્યુ કુરાને શરીફે તેને બીજી રીતે ઈશ્વર એક છે ને તે જ છે, તેના વિના બીજુ કશુ નથી એમ ન્હ્યુ બાઈબલે કહ્યુ, હુ ને મારો પિતા એક જ છીએ એ બધા એક જ વસ્તુના રૂપાતર છે પણ આ એક જ સત્યને ખીલવવામા અપૂર્ણ મનુષ્યોએ પોતાના જુદા જુદા દૃષ્ટિબિંદુ વાપરી આપણે સારુ મોહજાળ રચી છે તેમાથી આપણે નીકળવુ રહ્યુ છે આપણે અપૂર્ણ તે આપણાથી ઓછા અપૂર્ણની મદદ લઈ આગળ જઈએ છીએ અને છેવટે કેમ જાણે અમુક હદ લગી જતા આગળ રસ્તો જ નથી એમ માનીએ છીએ હકીકતમા એવુ કાઈ જ નથી અમુક હદ પછી શાસ્ત્રો મદદ નથી કરતા, અનુભવ મદદ કરે છે તેથી રાયચંદભાઈએ ગાયુ છે

> જે પદ શ્રીસર્વજ્ઞે દીઠુ જ્ઞાનમા,
> કહી શક્યા નહિ તે પદ શ્રી ભગવત જો
> એહ પરમ પદ પ્રાપ્તિનુ કર્યું ધ્યાન મે
> ગજા વગર પણ હાલ મનોરથ રૂપ જો—

એટલે છેવટે તો આત્માને મોક્ષ દેનાર આત્મા જ છે

આ શુદ્ધ સત્યનું નિરૂપણ રાયચંદભાઈએ ઘણી રીતે પોતાનાં લખાણોમા કર્યું છે રાયચંદભાઈએ ઘણા ધર્મ-પુસ્તકોનો સરસ અભ્યાસ કર્યો હતો તેમને સસ્કૃત અને માગધી ભાષા સમજતા જરાયે મુશ્કેલી નહોતી આવતી વેદાતનો અભ્યાસ તેમણે કરેલો તેમજ ભાગવતનો અને ગીતાજીનો જૈન પુસ્તકો તો જેટલા તેમને હાથ આવતા તે

સૂતર આવે ત્યમ તું રહે,
જ્યમ ત્યમ કરીને હરિને લહે.

એ જેમ અખાનું તેમ રાયચંદભાઈનું પણ સૂત્ર હતું. ધર્મના ઝઘડાથી તેમને હમેશાં કંટાળો આવતો, તેમાં ભાગ્યે જ પડતા. બધા ધર્મોની ખૂબીઓ પૂરી જોઈ જતા ને તે તે ધર્મીની પાસે મૂકતા. દક્ષિણ આફ્રિકાના મારા પત્રવ્યવહારમાં પણ મેં તેમની પાસેથી એ જ વસ્તુ મેળવી હતી.

હું પોતે તો એમ માનનારો છું કે સર્વ ધર્મ તે તે ભક્તોની દૃષ્ટિએ સંપૂર્ણ જ છે ને સર્વ ધર્મ અન્યની દૃષ્ટિએ અપૂર્ણ છે. સ્વતંત્ર રીતે વિચારતાં સર્વ ધર્મ પૂર્ણાપૂર્ણ છે. અમુક હદ પછી બધાં શાસ્ત્રો બંધન રૂપે લાગે છે. પણ એ તો ગુણાતીતની સ્થિતિ થઈ. રાયચંદભાઈની દૃષ્ટિએ તો કોઈને પોતાનો ધર્મ છોડવાની આવશ્યકતા નથી. સહુ પોતાના ધર્મમાં રહી પોતાની સ્વતંત્રતા એટલે મોક્ષ મેળવી શકે છે. કેમકે મોક્ષ મળવો એટલે સર્વાંશે રાગદ્વેષરહિત થવું.

દાક્તર મહેતાએ જે ઓળખાણો તેમને ઘેર કરાવી તેમાંની એક નોંધ્યા વિના ન જ ચાલે. તેમના ભાઈ રેવાશંકર જગજીવનની સાથે તો જન્મની ગાંઠ બંધાઈ. પણ હું જેમની વાત કરવા ઇચ્છુ છું તે તો કવિ રાયચંદ અથવા રાજચંદ્રની. દાક્તરના મોટા ભાઈના તે જમાઈ હતા ને રેવાશંકર જગજીવનની પેઢીના ભાગીદાર ને કર્તાહર્તા હતા. તેમની ઉંમર તે વેળા ૨૫ વર્ષ ઉપરની નહોતી. છતા તે ચારિત્રવાન અને જ્ઞાની હતા એ તો હું પહેલી મુલાકાતે જ જોઈ શક્યો. તે શતાવધાની ગણાતા હતા શતાવધાનની વાનગી જોવા દાક્તર મહેતાએ મને સૂચવ્યુ મેં મારા ભાષાજ્ઞાનનો ભંડાર ખાલી કર્યો ને કવિએ મેં કહેલા શબ્દો જે નિયમમા કહ્યા હતા તે જ નિયમમા કહી સભળાવ્યા! આ શક્તિની મને અદેખાઈ થઈ પણ હુ તે ઉપર મુગ્ધ ન થયો. જેના ઉપર હુ મુગ્ધ થયો તે વસ્તુનો પરિચય મને પાછળથી થયો એ હતુ તેમનુ બહોળું શાસ્ત્રજ્ઞાન, તેમનુ શુદ્ધ ચારિત્ર, અને તેમની આત્મદર્શન કરવાની ભારે ધગશ. આત્મદર્શનને જ ખાતર તે પોતાનુ જીવન વ્યતીત કરતા હતા એમ મેં પાછળથી જોયુ.

હસતા રમતા પ્રગટ હરિ દેખું રે,  
મારુ જીવ્યુ સફળ તવ લેખું રે,  
મુક્તાનંદનો નાથ વિહારી રે,  
ઓધા જીવનદોરી અમારી રે

એ મુક્તાનંદનુ વચન તેમને મોઢે તો હતુ જ, પણ તે તેમના હૃદયમાયે અંકિત હતુ.

## ૨

[ખ્રિસ્તી મિત્રો ગાંધીજીને દક્ષિણ આફ્રિકામાં ખ્રિસ્તી થવા સમજાવી રહેલા તે વેળા તેમનામાં ચાલેલા ધાર્મિક મંથનને વર્ણનવાળાં 'આત્મકથા'નાં પ્રકરણમાંથી (ખંડ ૧, ભા. ૨, પ્ર. ૧૧ તથા ૨૨) નીચેનો ભાગ લીધો છે. —સંપાદક.

ઈશુને એક ત્યાગી, મહાત્મા, દૈવી શિક્ષક તરીકે હું સ્વીકારી શકતો હતો, પણ તેને અદ્વિતીય પુરુષ રૂપે નહોતો સ્વીકારી શકતો. . . . ઈશુના મૃત્યુથી જગતને ભારે દૃષ્ટાંત મળ્યું, પણ તેના મૃત્યુમાં કાંઈ ગુહ્ય ચમત્કારી અસર હતી એમ મારું હૃદય સ્વીકારી નહોતું શકતું. ખ્રિસ્તીઓના પવિત્ર જીવનમાંથી મને એવું ન મળ્યું કે જે બીજા ધર્મીઓના જીવનમાંથી નહોતું મળતું. તેમનાં પરિવર્તન જેવાં જ પરિવર્તન બીજાના જીવનમાં થતાં મેં જોયાં હતાં. સિદ્ધાંતની દૃષ્ટિએ ખ્રિસ્તી સિદ્ધાંતોમાં મેં અલૌકિકતા ન ભાળી. ત્યાગની દૃષ્ટિએ હિંદુ ધર્મીઓનો ત્યાગ મને ચડતો જણાયો. ખ્રિસ્તી ધર્મને હું સંપૂર્ણ અથવા સર્વોપરી ધર્મ તરીકે ન સ્વીકારી શક્યો.

આ હૃદયમંથન મેં પ્રસંગો આવતાં ખ્રિસ્તી મિત્રોની પાસે મૂક્યું. તેનો જવાબ તેઓ મને સંતોષે તેવો ન આપી શક્યા.

પણ હું જેમ ખ્રિસ્તીધર્મનો સ્વીકાર ન કરી શક્યો, તેમ હિંદુધર્મની સંપૂર્ણતા વિષે અથવા તેના સર્વોપરીપણા વિષે પણ હું ત્યારે નિશ્ચય ન કરી શક્યો. હિંદુધર્મની ત્રુટીઓ મારી નજર આગળ તર્યા કરતી હતી. અસ્પૃશ્યતા

જો હિંદુધર્મનું અંગ હોય, તો તે સડેલું ને વધારાનું અંગ જાણ્યું અનેક સંપ્રદાયો, અનેક નાતજાતોની હસ્તી, હું સમજી ન શક્યો. વેદ જ ઈશ્વરપ્રણીત એટલે શું? વેદ ઈશ્વરપ્રણીત તો બાઈબલ અને કુરાન કાં નહિ?

જેમ ખ્રિસ્તી મિત્રો મારા ઉપર અસર કરવા મથી રહ્યા હતા, તેમ મુસલમાન મિત્રોનો પણ પ્રયત્ન હતો. અબ્દુલ્લા શેઠ મને ઇસ્લામનો અભ્યાસ કરવા લલચાવી રહ્યા હતા. તેની ખૂબીઓની ચર્ચા તો કર્યાં જ કરે.

મેં મારી મુસીબતો રાયચંદભાઈ આગળ મૂકી હિંદુસ્તાનના બીજા ધર્મશાસ્ત્રીઓ સાથે પણ પત્રવ્યવહાર ચલાવ્યો તેમના જવાબ ફરી વળ્યા રાયચંદભાઈના પત્રથી મને કંઈક શાંતિ થઈ તેમણે મને ધીરજ રાખવા ને હિંદુ ધર્મનો ઊંડો અભ્યાસ કરવા ભલામણ કરી તેમના એક વાક્યનો ભાવાર્થ આ હતો "હિંદુધર્મમા જે સૂક્ષ્મ અને ગૂઢ વિચારો છે, આત્માનુ નિરીક્ષણ છે, દયા છે, તેવુ બીજા ધર્મમા નથી, એવી નિષ્પક્ષપાતપણે વિચારતા મને પ્રતીતિ થઈ છે" . તેમણે કેટલાક પુસ્તકો મોકલ્યા, તે પણ મેં વાચ્યા તેમા 'પંચીકરણ', 'મણિરત્નમાળા', 'યોગવાસિષ્ઠ'નુ 'મુમુક્ષુ પ્રકરણ', હરિભદ્રસૂરિનુ 'ષડ્દર્શન-સમુચ્ચય' ઇત્યાદિ હતા

ખ્રિસ્તી ભાઈઓએ મારી જિજ્ઞાસા બહુ તીવ્ર કરી મૂકી હતી તે કેમે શમે તેમ નહોતી . (તેમના) સંબંધે મને જાગૃત રાખ્યો જે કંઈ વખત બચતો તેનો ઉપયોગ હું (ધાર્મિક) વાચનમા કરતો મારો પત્રવ્યવહાર

જારી હતો. રાયચંદભાઈ મને દોરી રહ્યા હતા.
મારો હિંદુધર્મ પ્રત્યેનો આદર વધ્યો. તેની ખૂબી હું
સમજવા લાગ્યો.

## ૩

[ઈ. સ. ૧૮૯૭મા ગાંધીજી ફરી આફ્રિકા ગયા તે વખતે
તેમણે બ્રહ્મચર્યવ્રત લીધું તે બાબતના 'આત્મકથાના' પ્રકરણમાંથી
(ખંડ ૧, ભા ૩, પ્ર ૭) આ ભાગ લીધો છે. —સંગ્રાહક]

એકપત્નીવ્રતને તો વિવાહ થતાં જ મારા હૃદયમાં
સ્થાન હતું. પત્ની પ્રત્યેની વફાદારી મારા સત્યવ્રતનું અંગ
હતું. પણ સ્વસ્ત્રી પ્રત્યે પણ બ્રહ્મચર્યનું પાલન કરવું એ
મને દક્ષિણ આફ્રિકામાં જ સ્પષ્ટ સમજાયું. કયા પ્રસંગથી
અથવા ક્યા પુસ્તકના પ્રભાવથી એ વિચાર મને ઉદ્ભવ્યો
એ અત્યારે મને ચોખ્ખું નથી યાદ આવતું. એટલું સ્મરણ
છે કે એમાં રાયચંદભાઈની અસરનું પ્રાધાન્ય હતું.

તેમની સાથેનો એક સંવાદ મને યાદ છે. એક વેળા
હું મિસિસ ગ્લૅડસ્ટનની ગ્લૅડસ્ટન પ્રત્યેના પ્રેમની સ્તુતિ કરતો
હતો. આમની સભામાં પણ મિસિસ ગ્લૅડસ્ટન પોતાના
પતિને ચા બનાવીને પાતાં. આ વસ્તુનું પાલન આ નિયમબદ્ધ
દંપતીના જીવનનો એક નિયમ થઈ પડ્યો હતો, એ મેં ક્યાંક
વાંચેલું. તે મેં કવિને વાંચી સંભળાવ્યું ને તેને અંગે મેં
દંપતીપ્રેમની સ્તુતિ કરી. રાયચંદભાઈ બોલ્યા, 'એમાં
તમને મહત્ત્વનું શું લાગે છે? મિસિસ ગ્લૅડસ્ટનનું પત્નીપણું
કે તેનો સેવાભાવ? જો તે બાઈ ગ્લૅડસ્ટનના બહેન હોત તો?
અથવા, તેની વફાદાર નોકર હોત ને તેટલા જ પ્રેમથી ચા

આપત તો? એવી બહેનો, એવી નોકરોનાં દૃષ્ટાંતો આપણને આજે નહિ મળે? અને નારીજાતિને બદલે એવો પ્રેમ નરજાતિમાં જોયો હોત તો તમને સાનંદાશ્ચર્ય ન થાત? હું કહું છું તે વિચારજો.'

રાયચંદભાઈ પોતે વિવાહિત હતા. એ વેળા તો મને તેમનું વચન કઠોર લાગેલું એવું સ્મરણ છે. પણ તે વચને મને લોહચુંબકની જેમ પકડ્યો. પુરુષચાકરની એવી વફાદારીની કિંમત પત્નીની વફાદારી કરતાં તો હજારગણી ચડે. પતિપત્ની વચ્ચે ઐક્ય હોય, એટલે તેમની વચ્ચે પ્રેમ હોય એમાં આશ્ચર્ય નથી. નોકરશેઠ વચ્ચે તેવો પ્રેમ કેળવવો પડે. દિવસે દિવસે કવિના વચનનું બળ મારી આગળ વધતું જણાયું.

મારે પત્નીની સાથે કેવો સંબંધ રાખવો? પત્નીને વિષયભોગનું વાહન બનાવવી એમાં પત્ની પ્રત્યે કયાં વફાદારી આવે છે? હું જ્યાં લગી વિષયવાસનાને આધીન રહું ત્યાં લગી મારી વફાદારીની પ્રાકૃત કિંમત જ ગણાય. . . .

અંતિમ નિશ્ચય તો છેક ૧૯૦૬ની સાલમાં જ કરી શકયો. . . . સારી પેઠે ચર્ચા કર્યા પછી અને પુખ્ત વિચારો કર્યા પછી સને ૧૯૦૬ની સાલમાં (બ્રહ્મચર્યનું) વ્રત લીધું. . . . મારી શક્તિ ઓછી હતી. વિકારો દબાવવાનું કેમ બનશે? સ્વપત્નીની સાથે વિકારી સંબંધનો ત્યાગ એ નવાઈની વાત લાગતી હતી. છતાં એ જ મારું કર્તવ્ય હતું એ હું સ્પષ્ટ સમજી શકતો હતો. મારી દાનત શુદ્ધ હતી. શક્તિ ઈશ્વર આપી રહેશે એમ વિચારી મેં ઝંપલાવ્યું. . . . આજે વીસ પછી તે વ્રતનું સ્મરણ કરતાં મને સાનંદાશ્ચર્ય થાય છે. સંયમ પાળવાની

વૃત્તિ તો ૧૯૦૧થી પ્રબળ હતી, ને હું તે પાળી પણ રહ્યો હતો, પણ જે સ્વતંત્રતા અને આનંદ હું હવે ભોગવવા લાગ્યો તે મન ૧૯૦૬ પહેલાં ભોગવ્યાનું મને સ્મરણ નથી. કેમકે, તે વખતે હું વાસનાબદ્ધ હતો, ગમે ત્યારે તેને વશ થઈ શકતો. હવે વાસના મારા ઉપર સવારી કરવા અસમર્થ થઈ.

## ૧

## દયાધર્મ દિવસ અમદાવાદના
૨૪-૧૧-'૨૧માથી.

[સ. ૧૯૭૮ની કાર્તિકી પૂર્ણિ —સંચાલક]
ગાંધીજીએ આપેલું વ્યાખ્યાન. 'નવજીવ, પ્રગટ્યું છું. એ
હું ભૂલી નથી

આ પ્રસંગે હું એક સ્મરણ કરાણે અમદાવાદમાં
પ્રસંગ તમે કદાચ ભૂલી ગયા હશો, જ્યા હતા. ત્યાં
ગયો. મારા વિલાયતથી આવ્યા પછી એકઠા થયા
આ જયંતી ઊજવવા પ્રેમાભાઈ હોલમાં થાય; ઊલટા
મેં કહ્યું હતું કે જેની પૂજાને અર્થે આ થોડી વાર
છીએ તેની પૂજા અવાજ કર્યા કરશુ તો પછી તો
આપણે તેમને વગોવીશુ. પછી ઘણી મુસી પણ અનેક
શાંતિ મેળવી ને જાળવી શકાઈ. જાળવવાનો
સાબરમતીનાં ઘણાં પાણી વહી ગયા. આપણ વખતસર
મીઠા કડવા અનુભવો મળી ગયા. સભામાં શાં નહિ એ
નિયમ આપણે કાંઈક અંશે શીખ્યા. સભા
આવીએ ને આવ્યા પછી પોતાની જગ્યા છો

પ્રવૃત્તિથી ઘણા ઊગરી જશે; ઘણા મોક્ષને લાયક થઈ જશે. જો વરસને અંતે એવો અનુભવ ન થાય તો મને જીવવું વિષમ થઈ પડે.

તેઓ ઘણી વાર કહેતા કે ચોપાસથી કોઈ બરછીઓ ભોંકે તે સહી શકું, પણ જગતમાં જે જૂઠ, પાખંડ, અત્યાચાર ચાલી રહ્યાં છે, ધર્મને નામે જે અધર્મ વર્તી રહ્યો છે, તેની બરછી સહન થઈ શકતી નથી. અત્યાચારોથી ઊકળી રહેલા તેમને ઊકળી જતા મેં ઘણી વાર જોયા છે. તેમને આખું જગત પોતાના સગા જેવું હતું. આપણા ભાઈ કે બહેનને મરતાં જોઈને જે ક્લેશ આપણને થાય છે, તેટલો ક્લેશ તેમને જગતમાં દુઃખને, મરણને જોઈને થતો. કોઈ કહે, તેઓ તેમના પાપે દુઃખ પામતા હોય. પણ તેમને પાપ કરવું શું કામ પડ્યું? જ્યારે પુણ્યને સરળ માર્ગ મળતો નથી, પણ મોટી ખીણો ને પર્વતો ઓળંગવાં પડે છે ત્યારે આપણે તેને કળિકાળ કહીએ છીએ. તે વખતે જગતમાં પુણ્ય બહુ જોવામાં આવતું નથી. ઠેકાણે ઠેકાણે પાપ દેખાય છે. પાપ પુણ્યને નામે ચાલ્યાં કરે છે. તેવી સ્થિતિમાં દયાધર્મનું પાલન કરવા ઇચ્છીએ તો આપણો આત્મા ક્લેશથી ઊભરાઈ જવો જોઈએ. એમ લાગવું જોઈએ કે આવી સ્થિતિમાં જીવવું તે કરતાં દેહ જર્જરિત થઈ જાય, પડી જાય તે વધારે સારું.

છૂટી શકયા હોત. પણ તેમને થયું કે આવા વિષમ કાળમાં આત્મદર્શન કેમ થઈ શકે? દયાધર્મની એ નિશાની છે.

દયાધર્મની પરિસીમા માંકડને નહિ મારવામાં નથી. માંકડને ન મરાય એ ખરું છે, પણ માંકડને ઉત્પન્ન પણ ન કરાય. જેટલું ઘાતકીપણું મારવામાં છે તેથી વધારે ઘાતકીપણું ઉત્પન્ન કરવામાં છે.

માંકડને આપણે બધા પેદા કરીએ છીએ. શ્રાવકો પેદા કરે છે, હું વૈષ્ણવ પણ પેદા કરું છું. આપણે શૌચાચાર જાણતા નથી. પરિગ્રહ વધારતી વખતે આપણે વિચાર કરતા નથી અને પરિગ્રહથી ઉત્પત્તિ સિવાય બીજું શું થાય?

માંકડ, મચ્છર, વગેરે સૂક્ષ્મ જંતુઓને નહિ મારવામાં દયાધર્મ છે જ. પણ તેથી વધારે દયાધર્મ એ છે કે આપણાથી માણસને ન મરાય. માણસને મારવો ને માંકડને મારવો એની વચ્ચે પસંદગી કરવી પડે એવા પ્રસંગ આવે ત્યારે કોને મારવો? માણસને મારીને માકડને ઉગારવો એ ધર્મ હોય એવો પ્રસંગ પણ આવવો શક્ય હોય છે માકડને મારીને માણસને ઉગારવો એ ધર્મ હોય એવો પ્રસગ પણ શક્ય છે. હું તો એ બન્ને જાતના પ્રસંગમાંથી ઊગરી જવાનો માર્ગ કહું છું. તે દયાધર્મ છે, કવિશ્રી કહેતા કે 'જૈન ધર્મ જો શ્રાવકોના હાથમાં ન ગયો હોત તો એનાં તત્ત્વો જોઈને જગત ચકિત થાત. વાણિયાઓ તો જૈન ધર્મતત્ત્વોને વગોવી રહ્યા છે. તેઓ કીડિયારા પૂરે છે, પટેડું મોંમાં જાય તો તેમને દુઃખ થાય છે, એવા ઝીણા ઝીણા ધર્મ તેઓ પાળે છે. તેમની એ ઝીણવટ તેમને મુબારક હો; પણ જે એમ જાણે છે કે એમાં જ જૈન-

ધર્મની પરિસીમા છે તેઓ તો ધર્મની નીચામાં નીચી શ્રેણીએ જ છે. એટલો ધર્મ તો પતિતનો છે. એ ધર્મ પુણ્યવાનનો નથી.' આથી ઘણા શ્રાવકો કહે છે કે રાજચંદ્રને ધર્મનું ભાન ન હતું, તે દંભી હતા, અહંકારી હતા. હું પોતે તો જાણું છું દંભ અહંકારનું તેમનામાં નામ ન હતું.

માંકડ વગેરે જંતુઓને નહિ મારવામાં દયાધર્મ સમાપ્ત નથી થતો — જોકે તેમને મારવાં તો ન જ જોઈએ. પણ એ તો પહેલું પગથિયું છે. કોઈ જમાનામાં એવી માન્યતા નીકળી હશે કે મનુષ્યને નિભાવવા ખાતર કોઈ પણ જંતુને મારવામાં પાપ નથી, ત્યારે કોઈ સાધુ ઊભો થયો હશે અને જંતુઓના રક્ષણ ઉપર વધારે ભાર આપ્યો હશે. એ સાધુએ કહ્યું હશે કે, 'રે મૂરખા, ક્ષણિક દેહની ખાતર જંતુઓનો નાશ ન કર. તારા મનમાં એટલી તાલાવેલી હોવી જોઈએ કે દેહ તો કાલે પડતો હોય તો ભલે આજે

રોકવો, આત્માની મલિનતા દૂર કરવી જનરલ ડાયરની પરીક્ષા કરનાર હું કોણ? હું જાણું છું કે હું રોષથી ભરેલો છું, કેટલાયના મનમાં મનમાં ખૂન કરતો હોઈશ. હું જનરલ ડાયરની પરીક્ષા કરનાર કોણ? એટલે મેં નિશ્ચય કર્યો કે તરવારથી મને કોઈ મારે, પણ મારે તેને મારવો નહિ એ દયાધર્મ છે, અસહકારની પ્રવૃત્તિનું રહસ્ય છે

પણ જ્યારે હું બોલતો હોઉં છું ત્યારે દયાધર્મ શબ્દ વાપરતો નથી આજે રાજચંદ્ર જયંતીનો પ્રસંગ હોવાથી હું દયાધર્મની વાત કરું છું હું જાણું છું કે આ પ્રવૃત્તિનું પરિણામ તો એ જ છે ને પરિણામ એ હશે તો લોકો આપોઆપ જાણી લેશે જ

સર્પને મારવામાં પાપ છે તે કરતાં મનુષ્યશરીરધારી સર્પ કે વાઘને મારવામાં વધારે પાપ છે પશુવાઘને તો આપણે બીકને વશ થઈને મારીએ છીએ, રોષથી નથી મારતા જો કોઈ ધર્મરાજા ખરેખર હોય ને તેના હાથમાં આપણા પાપપુણ્યનો ન્યાય કરવાનો હોય તો તે વાઘને મારનારની દયા ખાઈને કદાચ તેને માફી આપશે કારણકે તેમાં તો માણસે પોતાનો પશુધર્મ પાળ્યો છે, એક પશુએ બીજા પશુને માર્યું છે પણ મનુષ્યને મારવામાં તો રોષ હોય છે, અભિમાન હોય છે દંભ હોય છે ધર્મરાજા કહેશે, 'અરે મૂર્ખ, તેં મનુષ્યને માર્યો તેની પાછળ તો કેટલીયે ખટપટ, કેટલાયે પાખંડ હોવાં જોઈએ'

શ્રાવકોને ને બધાને હું કહું છું કે જીવદયાનો અર્થ કીડી મંકોડી આદિ સૂક્ષ્મ જંતુને ન મારવા એટલો જ નથી તેમનેયે મારવા તો ન જ જોઈએ પરંતુ મનુષ્યયોનિમાંના

મારી સ્ત્રીના રક્ષણ સારુ મારે જો કાબૂલી કે પઠાણ ગખવો પડે તો તે કરતાં મારે — હું હિંદુ હોવા છતાં — મારી સ્ત્રી સાથે છૂટાછેડા જ કરી નાંખવા જોઈએ. પણ આજે ઘણા વાણિયાઓ શું કરે છે? તેઓએ સિપાઈઓ, ભૈયાઓ, પઠાણો રાખ્યા છે. એ પણ ભલે રાખો, મને તેની ઈર્ષ્યા નથી; પણ તમારાં બૈરાંછોકરાંનું રક્ષણ કરવાની તાકાત ન હોય તો તમે જઈને મઢૂલીમાં બેસો, ને ત્યાં રહીને તમારા ધર્મને દીપાવો. વાણિયાનો ધર્મ જગતની રક્ષા સારુ નીકળી પડવાનો નહિ રહે; જ્યારે જ્યાં દુઃખી દેખશે ત્યાં ક્ષત્રિય તેનું રક્ષણ કરવા પહોંચી જશે.

ગયચંદભાઈના જીવનમાંથી મોટામાં મોટી વસ્તુ મેં એ જોઈ કે વણિક વણિક તો રહે જ. અત્યારે તો વણિક એ વણિક જ રહ્યો નથી. ખરો વણિક બનવા માટે મોટા પંડિત બનવાની કે ઝાઝાં થોથાંની જરૂર નથી. જે મેયો નહિ થાય, જે યમનિયમ પાળતો હશે, જે અધર્મ અસત્યથી દૂર રહેનો હશે, જેના હૃદયમાં વ્યભિચારનો સ્પર્શ સરખો નહિ હોય, જેના હૃદયમાં દયાધર્મ વનતો હશે તે 'કેવળી' બની શકે, તેને કેવળજ્ઞાન અપ્રાપ્ય નથી તેથી હું તમને નથી કહેતો કે તમે સંસ્કૃત ભણો જ, ભગવતી સૂત્ર વાંચો જ. વાંચો કે ન વાંચો એ સંબંધે હું તટસ્થ છું

વઢવાણમાં જયંતી ઊજવાઈ તે વખતે જ ગજચંદ્ર પુસ્તકાલય ખોલવુ એવો સંકલ્પ કર્યો હતો. મકાન બાંધવાની તે વખતે વાત થઈ હતી. તે બાબતમાં મેં ભારે ઉત્સાહ બતાવ્યો નહતો. મેં કહ્યું હતું કે મકાન હશે, પણ તેમાં આત્મા નહિ હોય તો મકાન તો એક ઈંટડું છે.

આજે હવે ત્રણ વરસનો સંકલ્પ ફળે છે. બધા સંજોગો જોગ થયા છે. આજે જિનવિજયજી જેવા લાયક પુરુષ મળી ગયા છે. પુરાતત્ત્વમંદિરનું પુસ્તકાલય પણ જોડાઈ ગયું છે. તેનો લાભ જે કોઈ ત્યાં જવાની તસ્દી લેશે તેને છૂટથી મળશે.

જે તમે સાંભળ્યું તે સાથે લઈ જજો ને જીવનમ ઉતારજો. ટીકાયોગ્ય લાગે તેટલું તરત ત્યાગી દેજો, પણ ગ્રાહ્ય લાગ્યું હોય, જે તમારા કર્ણને, હૃદયને, પ્રિય લાગ્યું હોય — તેનો તો આજથી જ અમલ શરૂ કરી દેજો.

## ૨

## બે જયંતીઓ •

[સં ૧૯૭૩ની કાર્તિકી પૂર્ણિમાને દિવસે વઢવાણ કૅંપમા આચાર્ય આનંદશંકર ધ્રુવના પ્રમુખપણા નીચે ગાંધીજીએ આપેલુ વ્યાખ્યાન કમિટિ તરફથી પ્રસિદ્ધ થયેલા અહેવાલમાથી.

— સગ્રાહક]

૧

મરહૂમ શ્રીમદ રાજચંદ્રના શિક્ષણનો એક મર્મોટ દાખલો આજે અમને મળ્યો શ્રીમદ જે વૈરાગ્ય અને સંસારની અસારતા માટે પુન પુન બોધ કરતા તે વૈરાગ્ય કેટલો મહત્ત્વનો છે તે આજે એક અકસ્માત ઉપરથી બહુ સારી રીતે જણાઈ આવે છે પી ઓ કપનીની મોટી સ્ટીમર 'અરેબિયા' સમુદ્રમા અદૃશ્ય થઈ ગયાના ગમગીની ભરેલા સમાચાર આજે છાપામા વાચવામા આવ્યા છે એ સ્ટીમરમાં હિંદના એક રત્ન રતન તાતા તથા મિ. જીવરાજ મહેતા જેવા સમર્થ પુરુષો હતા તે પુરુષોનો કંઈ પત્તો હજુ સુધી મળ્યો નથી આખું ભારતવર્ષ તેમની ચિંતાથી

આજે હવે ત્રણ વરસનો સંકલ્પ ફળે છે, બધા સંજોગો ભેગા થયા છે. આજે જિનવિજયજી જેવા લાયક પુરુષ મળી ગયા છે. પુરાતત્ત્વમંદિરનું પુસ્તકાલય પણ જોડાઈ ગયું છે. તેનો લાભ જે કોઈ ત્યાં જવાની તસ્દી લેશે તેને છૂટથી મળશે.

જે તમે સાંભળ્યું તે સાથે લઈ જજો ને જીવનમાં ઉતારજો. ટીકાયોગ્ય લાગે તેટલું તરત ત્યાગી દેજો, પણ ગ્રાહ્ય લાગ્યું હોય, જે તમારા કર્ણને, હૃદયને, પ્રિય લાગ્યું હોય — તેનો તો આજથી જ અમલ શરૂ કરી દેજો.

થોડાં વર્ષો ઉપર જૈન અને બ્રાહ્મણ લેખકોએ એકબીજાના ધર્મનાં ખંડનો કરવાનો પ્રયત્ન કર્યો છે. પણ કોઈથી સનાતન તત્ત્વનું ખંડન થઈ શક્યું નથી. આપણે ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો વેદ પુસ્તક એ પુરાતન છે. એ વેદમાં જોવાથી જણાય છે કે વેદ પહેલાં પણ આપણો સનાતન ધર્મ પ્રવર્તતો હતો. જૈન ગ્રંથો પણ એ જ સત્યની સાક્ષી પૂરે છે. વેદ એ બ્રાહ્મણોએ ઉપજાવેલ નથી. વેદના સમયમાં પણ જૈનોનું અહિંસા તત્ત્વ તો હતું જ. ઋગ્વેદ સંહિતાના અભ્યાસીઓ જોઈ શકશે કે દેવ વગેરેને જે પદાર્થો અર્પવામા આવતા તે વિશેષ ભાગે દૂધ અને ઘી વગેરેના જ આપવામાં આવતા. વેદયુગમાં પણ પશુહિંસા સાર્વત્રિક નહોતી. જોકે તે વખતે હિંસા થતી જ નહોતી એમ હુ માનતો કે કહેતો નથી. હાલ જેમ સત્ત્વ, રજો અને તમોગુણી પુરુષો છે તેમ તે સમયે પણ હશે અને તેથી તેઓ પોતાની પ્રકૃતિ પ્રમાણે પોતાના ધર્મો પાળતા હશે.

ઐતરેય બ્રાહ્મણમા કહેવામા આવ્યુ છે કે સૌ પ્રથમ પુરુષમેધ હતો. ત્યાર બાદ ઉષ્ટ્રમેધ, અશ્વમેધ અને અજામેધ થવા લાગ્યો. અજામાથી પણ છેવટે ડાંગરમા યજ્ઞની સમાપ્તિ મનાવા લાગી. આવી રીતે ધર્મો શુદ્ધ થતા ગયા. મહાવીર સ્વામીના સમયમાં પણ એવી જ ચાળવણી થતી હતી એમ ઉત્તરાધ્યયનસૂત્રમાં આવેલા વિજયઘોષ અને જયઘોષના સંવાદ ઉપરથી જણાઈ આવે છે. એ સંવાદમાં યજ્ઞનુ યથાર્થ સ્વરૂપ સ્પષ્ટ કર્યું છે. વેદનુ ખરું કર્તવ્ય અગ્નિહોત્ર છે. અગ્નિહોત્રનું તત્ત્વ પણ આત્મબલિદાન છે. આ તત્ત્વને

કાશ્યપ ધર્મ અથવા ઋષભદેવનો ધર્મ કહેવામાં આવે છે. બ્રાહ્મણનાં લક્ષણો પણ અહિંસાધર્મવિશિષ્ટ આપ્યાં છે બૌદ્ધ ધર્મના ગ્રંથોમાં પણ બ્રાહ્મણોનાં એવાં જ લક્ષણો આપ્યાં છે. ગૌતમબુદ્ધના સમયમાં બ્રાહ્મણનું જીવન બહુ જુદી જ જાતનું હતું બ્રાહ્મણોના જીવનમાં જે ખામીઓ પ્રવેશી હતી તે બહુ પાછળથી પ્રવેશી હતી અને જૈનોએ તે ખામીઓ સુધારવાનો પ્રયત્ન કર્યો હતો. જૈનોએ બ્રાહ્મણોની ખામી સુધારવામાં પોતાની ફરજ બજાવી છે જો જૈનોએ એ ખામી સુધારવાનું કાર્ય હાથમાં ન લીધું હોત તો બ્રાહ્મણોને પોતાને તે કામ હાથ ધરવું પડયું હોત મહાવીર હમેશાં જૂના ધર્મને — સનાતન સત્યને — જ અનુસર્યા છે તેઓ કોઈ વાર કોઈ સત્યથી જુદા પડયા જ નથી અહિંસા, સત્ય, અસ્તેય વગેરે સનાતન સત્યો કહેવાય છે તે મહાવીરને, બુદ્ધને અને વેદને પણ માન્ય હતાં. આ પ્રમાણે સર્વત્ર એકતા જ જણાય છે પ્રાચીન ગ્રંથો એ વાતની પ્રકટ સાક્ષી આપી રહ્યા છે કે એ કાળે બહુ ભેદભાવ નહોતો જૈન અને બ્રાહ્મણ શબ્દની વ્યાખ્યા પણ બહુ જાણવા જેવી છે જૈનનો અર્થ વૃત્તિને જીતનાર એવો કરવામાં આવે છે બ્રાહ્મણનો ખરો અર્થ એ છે કે (બૃહ્=વધવું એ ધાતુ ઉપરથી) પરમાત્માની વિશાળતાને સર્વત્ર અનુભવનાર પરમાત્માની સર્વવ્યાપકતા અને વિશાળતા જેણે અનુભવી હોય તેણે વૃત્તિઓનો જય કરી સૌથી પ્રથમ જિન બનવું જ જોઈએ. જૈન થયા વિના બ્રાહ્મણ થવાતું નથી અને જૈન થાય તેનાથી બ્રાહ્મણ થયા વિના રહેવાતું નથી વસ્તુત વૃત્તિનો જય અને આત્માની વિશાળતા એ એક જ સ્થિતિનાં બે નામ

છે. આવી રીતે આપણે પ્રત્યેક ઐતિહાસિક સત્ય ઓળખવું જોઈએ અને તેને માટે પ્રાચીન ગ્રંથો જોવા એ જ મારી સલાહ છે.

મહાવીર સ્વામી ઈ સ પૂર્વે ૬૦૦મા થયા કૃષ્ણ તેમની પહેલા થયા કે પછી, એ પ્રશ્નને આપણે જવા દઈશુ. પણ ગીતા તો મહાવીરના સમયમા કિંવા ગૌતમબુદ્ધના સમયમા લખાયેલી છે. ગીતા પ્રત્યે હિંદુમાત્રને જે શ્રદ્ધા છે તેનુ કારણ એ જ છે કે તેમા એક મહાન પ્રશ્નનુ બહુ સુંદર રીતે નિરાકરણ કરવામા આવ્યુ છે ગીતાનો મહાન પ્રશ્ન આ છે 'જ્ઞાન, કર્મ અને ભક્તિનો સમન્વય કેમ કરવો ?' આ પ્રશ્નના સ્વરૂપ ઉપરથી જ એટલુ તો ખુલ્લુ જણાઈ આવે છે કે ગીતાના સમય પહેલાં અનેક મતમતાતરો ઉત્પન્ન થયા હતા જ્ઞાન, કર્મ અને ભક્તિ એ ત્રણ ભાવનાઓ એક જ આત્માની છે આત્મા એ કેવળ લાગણીરૂપ નથી તેમજ ઇચ્છારૂપ કે પ્રયત્નરૂપ પણ નથી એ ત્રણેની સમગ્રતા એ જ આત્મા. એટલા માટે આત્માનો ઉદ્ધાર સમગ્ર આત્માથી જ થવો જોઈએ

ગૌતમબુદ્ધને મહાન પ્રશ્ન એ લાગ્યો કે સ્વાર્થવૃત્તિને લીધે ધર્મમા જ દૂષણ આવે છે, એ દૂષણ દૂર કેમ કરવુ ? તેમને વિચાર કરતાં જણાયુ કે આત્મવાદ એ જ સર્વ દુરાચારનુ મૂળ છે વસ્તુત ગૌતમે આત્માનુ ખંડન કર્યું નથી, પણ આત્મવાદનુ ખંડન કર્યું છે એટલે અહંવાદ ઉપર જ તેમનો આક્ષેપ હતો. ગૌતમને એમ જ લાગેલું કે સ્વર્ગ અને દેવલોકની પ્રાપ્તિને અર્થે લોકો અનેક પ્રકારની હિંસાઓ અને અયોગ્ય પ્રવૃત્તિઓ આદરે છે પણ જો તેના

મૂળરૂપ આત્મા જ લઈ લેવામા આવે તો એ હિંસા અને દુરાચારો પોતાની મેળે જ દૂર થઈ જાય. એટલા જ માટે તેમને ક્ષણિકવાદી કહેવામા આવે છે વળી બૌદ્ધોને માધ્યમિક પણ કહેવામા આવે છે તત્ત્વજ્ઞાનમા સત્ અસત્ વચ્ચે મધ્યમ માર્ગ લેનાર બૌદ્ધ શાખા ઉત્પન્ન થઈ એ ખરું પણ તે ઉપરાંત ગૌતમબુદ્ધ પોતે માધ્યમિક એટલા માટે કે તેમણે વચનો માર્ગ પસદ કર્યો હતો ગૌતમ એક રાજકુમાર હતા રાજકુમારના પદે રહેવાથી તેમને શાંતિ થઈ નહિ તેમજ કઠોર તપ કરવાથી પણ તેમને લાગ્યુ કે તપમા પણ શાંતિ નથી શાંતિ અને કલ્યાણ મધ્યમ માર્ગમાં જ રહેલું છે એવી તેમને ખાતરી થઈ અને તેથી તેમણે તપ અને કામભોગ વચ્ચેનો માધ્યમિક માર્ગ ઉપદેશ્યો બુદ્ધદેવે વૈરાગ્ય આણવા માટે ક્ષણભગુરવાદ પ્રરૂપ્યો. આમ કરવાનો તેમનો ઉદ્દેશ લોકોની મોહાધના દૂર કરવાનો હતો પણ એ ક્ષણિકવાદનો ખોટો અર્થ કરવામા આવ્યો વિશ્વ, સુખ દુ ખો, હર્ષ શોક, વગેરે ક્ષણ ભગુર છે એ વાત સહુ કોઈને માન્ય છે મહાવીરસ્વામીએ વૈરાગ્ય ઉપરાત તપને વિશેષ મહત્ત્વ આપ્યુ વિવિયમ જેમ્સ એલન નામનો એક બહુ વિદ્વાન ગ્રથકાર તપની મહત્તાનુ વર્ણન કરતા એક સ્થળે લખે છે કે 'વૈરાગ્યની ભાવના અને દેહદમનથી ભલે જ્ઞાન કે કલ્યાણ પ્રાપ્ત ન થતું હોય, તો પણ દમનની ખાતર પણ તે ઉપયોગી છે દાખલા તરીકે વીમા કપનીમાં જો થોડુ થોડુ નાણું ભર્યા કરો તો છેવટે તે નાણુ ઉપયોગી થયા વગર રહે નહિ' તેવી જ રીતે દેહદમન અર્થે થતું તપ પણ આત્મામાં એવુ બળ

ઉપજાવે છે કે ક્રમે ક્રમે એ આત્મા જિનપદ પામવાને યોગ્ય થયા વિના ન રહે.

મહાવીરનો એક મોટો સિદ્ધાંત સ્યાદ્વાદનો છે. જોકે એ સિદ્ધાંત મહાવીરસ્વામીના પોતાના વખતમાં હશે કે નહિ એની શંકા છે. મને લાગે છે કે બૌદ્ધ ગ્રંથો ઉપરથી પાછળથી એ સિદ્ધાંત ઉપજાવવાની કદાચ જરૂર જણાઈ હોય. સ્યાદ્વાદનો સિદ્ધાંત બહુ ઉપયોગી છે. કારણકે તે એકીકરણનું દષ્ટિબિંદુ આપણી આગળ રજૂ કરે છે. શંકરાચાર્યે સ્યાદ્વાદનું રહસ્ય તપાસ્યા વગર સ્યાદ્વાદ ઉપર આક્ષેપ કર્યો છે. પણ તે યથાર્થ નથી. જોકે શ્રીશંકરાચાર્યના સમયમાં એ સ્યાદ્વાદ જેવી રીતે સમજાવવામા આવતો હતો તે જોતાં એ આક્ષેપ ખરો પણ હોય. છતાં એટલું તો ચોક્કસ છે કે વિવિધ દષ્ટિબિંદુથી નીરખ્યા સિવાય એક સમગ્ર વસ્તુનું સ્વરૂપ સમજાતુ નથી. અને એટલા માટે સ્યાદ્વાદ ઉપયોગી તથા સાર્થક છે. મહાવીરના સિદ્ધાતમા કેટલાક કહે છે તેવો સંશયવાદ હોય એમ હુ માનતો નથી. સ્યાદ્વાદ એ સંશયવાદ નથી. સ્યાદ્વાદ એક મહાન દષ્ટિબિંદુ આપણને પૂરું પાડે છે. વિશ્વને કેવી રીતે જોવુ એ આપણને જોતાં શીખવે છે.

જૈનધર્મમાં ગૃહસ્થધર્મ અને સાધુધર્મ એવા બે ભેદો પાડવામાં આવ્યા છે. એ ભેદોમાં એક મોટી ખૂબી સમાયેલી છે. સાધુઓને મહાવ્રત પાળવાનાં હોય છે અને ગૃહસ્થોને અણુવ્રત પાળવાનાં હોય છે. પણ એ ઉપરથી ગૃહસ્થોએ એમ માની લેવાનું નથી કે અમને અમુક પાપ કર્મો કરવાની ગૃહસ્થધર્મ છૂટ આપે છે. ગૃહસ્થધર્મ ગૃહસ્થોને એમ કહે

છે કે તમે અમુક પ્રકારની અનિવાર્ય હિંસાથી વિશેષ હિંસા કરશો નહિ. તમે સહેજ અહિંસાધર્મ પાળશો કિંવા સહેજ સદાચાર પાળશો તો પણ તેને ઘણો ધર્મ માની લેવામાં આવશે. મતલબ કે અણુવ્રતનું પાલન કરતાં શ્રાવકે એ વાત તો બિલકુલ ભૂલી જવી જોઈતી નથી કે તેને મહાવ્રતની સમીપમાં પહોંચવાનું છે. વ્યાપારમાં જોકે કેટલેક પ્રસંગે મૃષાવાદ બોલ્યા વિના ન જ ચાલે એમ માની લેવામાં આવે છે, અને કેટલાક ધંધામાં એ દોષો સ્વાભાવિકપણે જ રહેલા હોય છે. પરંતુ ધંધાદારીઓ જો ધારે તો એ ધંધામાં પણ પોતાનું ઉજ્જ્વળ ચારિત્ર્ય ખીલવી શકે, આપણે મનમાં લઈએ તો ધંધાના સ્વાભાવિક દોષો પણ દૂર કરી શકીએ.

[છેવટે તેમણે તે દિવસના સમારંભનો ઉપસંહાર કરતાં જણાવ્યું :]

મરહૂમ રાજચંદ્રનું જીવન એક યથાર્થ મહાત્માનું જીવન હતું. તેમના જીવન ઉપર આપણે ખાસ લક્ષ રાખવું જોઈએ. આજકાલ ભણેલાઓમાં એવી ઘેલછા ચાલી છે કે દરેક મોટા લેખકના ગ્રંથો આપણે વાંચી લેવા જ જોઈએ. ખૂબ વાંચવું, ખૂબ લખવુ અને ખૂબ છપાવવું એવો રોગ આજકાલ ફાટી નીકળ્યો છે. પણ હું તેને વાજબી માનતો નથી. પૂર્વકાળે માત્ર એક બે ગ્રંથનાં વાચન અને મનનથી જે ફળ મળતું તે આજે સેંકડો અને હજારો ગ્રંથના વાચનથી મળતું નથી. વિવિધ મહાત્માના ગ્રંથોમાં વિવિધ આદર્શો આપણે પ્રત્યક્ષ કરીએ છીએ અને એ આદર્શોની છાપ આપણા અંતઃકરણ ઉપર સ્થાયીરૂપે રહી શકતી નથી. દરેક ગ્રંથની અમુક એક બાજુ હોય છે. આવી અનેક

બાજુઓનું પ્રતિબિંબ આપણે આપણા જીવનમાં પાડી શકીએ એ અસંભવિત છે. અંગ્રેજ વિદ્વાનોમાં અનેકોને એક ચોક્કસ ગ્રંથકાર કે મહાત્મા પ્રત્યે ખાસ હૃદયભાવ હોય છે, તેઓ પોતાના આખા જીવન દરમ્યાન એ એક જ આદર્શને કેળવવા મથે છે. આથી તેમને ઘણો લાભ મળે છે. આપણે એ વિષયનું અનુકરણ કરવું જોઈએ અને બની શકે તો એક જ મહાપુરુષના ગ્રંથને દૃષ્ટિ સન્મુખ રાખી તેનું મનન અને નિદિધ્યાસન કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. હું જોકે કોઈ ખાસ પ્રકારનો મતાગ્રહ ધરાવતો નથી, તો પણ મધુકરભાવે જે કંઈ ગ્રહણ કરવામાં આવે તેને હું વાજબી માનતો નથી. ગુજરાતના જાહેર જીવનમાં મારું જે અલ્પ સ્થાન છે તેને લક્ષમાં લઈ અને મારે શિરે જે જવાબદારી રહેલી છે તેનો વિચાર કરી મારે કહેવું જોઈએ કે શ્રીમદ્રાજચંદ્રના ગ્રંથને એક આદર્શરૂપે રાખવામાં આવે તો તેથી તેના ઉપાસકને અત્યંત લાભ થયા વગર રહે નહિ. એ ગ્રંથમાં તત્ત્વજ્ઞાનનાં ઝરણો વહ્યા કરે છે. એ ગ્રંથ કોઈ ધર્મનો વિરોધી નથી, કારણકે તેની શૈલી બહુ ગંભીર પ્રકારની છે. હું આ ગ્રંથ વાંચવાની અને વિચારવાની સૌને વિનંતિ કરી મારું બોલવુ સમાપ્ત કરુ છું.

## ૮

# રાજચંદ્ર જયંતી

[સં. ૧૯૮૮ની કાર્તિકી પૂર્ણિમાએ શ્રી કાકાસાહેબ કાલેલકરે અમદાવાદમાં આપેલું વ્યાખ્યાન 'નવજીવન' ૨૯-૧૧-'૩૧માંથી.
— સંગ્રાહક]

૧

આજે આપણે એક જ્ઞાની અને તપસ્વી પુરુષની જયંતી ઊજવવા ભેગા થયા છીએ. શ્રીમદ્ રાજચંદ્રનો સમય એટલે આપણો જ સમય. એ જીવતા હોત તો આજે ૬૪ વરસના હોત. માણસની સામાન્ય આવરદાનો વિચાર કરતાં જેમને આજે પ્રત્યક્ષ જીવતા જોવાનો આપણો અધિકાર હતો, તેમને દેહ છોડ્યાને ૩૩ વરસ થયાની નોંધ આપણે લેવી પડે છે એ આપણા દેશની દુર્ગતિ છે. આપણા પૂર્વજોએ પ્રથમથી કહ્યું છે, अतिदीर्घ जीविते को रमेत? લાંબા જીવતરનો સ્વાદ શો? मुहूर्तं ज्वलितं श्रेयः, न च धूमायितं चिरम्। ચાર ઘડીક જ્યોતિ સળગાવી હોલવાઈ જવું સારું.

વરસો સુધી ધૂંધવાયાં જ કરવું સારું નથી. પણ એ તો કેવળ પાછળનું આશ્વાસન માત્ર છે. સંપૂર્ણ પુરુષ સો વરસ સુધી કેમ ન જીવે? શ્રી રામચંદ્ર અને શ્રી કૃષ્ણ, મહાવીર અને બુદ્ધ ઓછા જીવ્યા ન હતા. પણ આપણે ભાગે તો શંકરાચાર્ય કે જ્ઞાનેશ્વર જેવા ત્રીસપાંત્રીસ વરસની અંદર જ પોતાની જીવનલીલા સમાપ્ત કરનાર ધાર્મિક પુરુષોની સંખ્યા જ વધારે આવી છે.

આજને દિવસે રાજચંદ્ર વિષે બોલવાનો અધિકાર એમનો જ છે કે જેમણે શ્રીમદ્ રાજચંદ્રને જાતે જોયા હોય, એમની પાસેથી બોધ મેળવ્યો હોય, એમના તપસ્વી જીવનમાંથી પ્રેરણા મેળવી હોય, કેમકે એવા લોકો ઘણા છે. પણ શ્રી. પૂંજાભાઈએ રાજચંદ્ર જયંતીનો ભાર આજે મારે માથે નાખ્યો છે, એ એમનો અનુગ્રહ સમજું છું. રાજચંદ્ર કવિને મેં જોયા નથી. એ જીવતા હતા ત્યારે ગુજરાતનું મેં દર્શન સરખું કર્યું ન હતું. એમના પ્રસંગમાં આવત તો એમના તરફ આકર્ષાત કે કેમ એ વિષે પણ શંકા છે. એ વખતે તો ધર્મ, નીતિ, સદાચાર વગેરે ગૂઢ કલ્પનાઓ કેટલે દરજ્જે પાળવી જોઈએ, એની શંકાનો ઉદય થતો હતો. અનુભવ વગર ચાલતી વસ્તુઓનો સ્વીકાર કરવાનો કંટાળો આવતો હતો. બધું જાતે તપાસવું જોઈએ, અનુભવથી દરેક વસ્તુ કરાવી જોઈએ, આડે રસ્તે જવાની પણ હિંમત કરવી જોઈએ એ જાતની મનોવૃત્તિ મનમાં સ્ફુરતી હતી. મેં તો રાજચંદ્ર વિષે ગાંધીજીને મોઢે પ્રથમ સાંભળ્યું. ૧૯૧૫ના અરસામાં આશ્રમની પ્રાર્થનામાં શ્રીમદ્ રાજચંદ્રનાં વચનો વંચાતાં હતાં. ગાંધીજી અમને એનો અર્થ કરી

સમજાવતા હતા. મૂળે હું ગુજરાતી સમજું નહિ, તેમાં વળી કવિની ભાષા જૈન પારિભાષિક શબ્દોથી ભરેલી. એટલે ગાંધીજી વિવરણમાં જેટલું કહેતા તેટલું જ સમજવામાં આવતું. ગાંધીજી જે પુરુષને મહાન પુરુષ ગણે, રસ્કિન અને ટોલ્સ્ટૉય કરતાં પણ ચડિયાતા ગણે તે પુરુષની વિભૂતિ અસાધારણ હોવી જોઈએ; એવા વિચારથી રાજચંદ્રનાં પદો અને પત્રો વાંચવાની શરૂઆત કરી. પદોમાં ચંચૂપાત થઈ ન શક્યો. વચમાં વચમાં એકાદ રત્ન જેવું સુભાષિત હાથ લાગતું અને આનંદ થતો. પત્રો માત્ર વિશેષ આકર્ષક લાગ્યા. પત્રસાહિત્ય હંમેશ આકર્ષક હોય જ છે, કેમકે એ ખાનગી સંભાષણ જેટલું જ પવિત્ર હોય છે; કેમકે એમાં એક હૃદય બીજા હૃદય સાથે વાતો કરતું હોય છે. અને જ્યારે એકાદ ઉન્નત હૃદય મોક્ષાર્થી થઈને સાચી જીવદયાથી બીજાં હૃદયો સાથે વાતો કરે છે ત્યારે એ પત્રોમાં આધ્યાત્મિક ભાવ એટલો સ્વાભાવિક રીતે ખીલે છે કે કોકકોક વાર એ પત્રો દીક્ષાની ગરજ સારે છે.

રાજચંદ્ર જયંતી પ્રસંગે ગાંધીજીએ કાઢેલા ઉદ્‌ગારો સ્વાભાવિક હતા. એ અનેકવાર વાંચ્યા છે અને એનું મનન કર્યું છે; પણ રાજચંદ્રના ભક્તો જ્યાંત્યાં જાણે રાજચંદ્રને પ્રમાણપત્ર મળ્યું હોય એવી રીતે એ ટાંકે છે ત્યારે એ જરા વિચિત્ર લાગે છે. ઉપનિષદ વિષે શોપનહારે કાઢેલા ઉદ્‌ગારો, શાકુંતલ વિષે કાઢેલા કવિ ગટેના ઉદ્‌ગારો લોકવિશ્રુત છે. પણ દરેક પ્રસંગે તે અચૂક ટાંકવાથી એની જુદી જ અસર થાય છે. રસ્કિન અને ટોલ્સ્ટૉય આધ્યાત્મિક વૃત્તિના માણસો હતા. આજે લોકો એમને સેવે છે એમના સાહિત્ય ખાતર.

પણ એ સાહિત્ય ઉદાત્ત જીવનમાંથી ઉત્પન્ન થયેલું હતુ. રાજચંદ્ર પ્રત્યેની ગાધીજીની ભક્તિ રાજચંદ્રના સાહિત્ય કરતાં એમના પારમાર્થિક જીવન પ્રત્યે વિશેષ હોવી જોઈએ. રસ્કિનની જીવનસાધના વિષે કહેવા જેવુ વિશેષ છે જ નહિ. ટૉલ્સ્ટોયની જીવનસાધના જરૂર આકર્ષક છે, પણ એમાં ભ્યાત્મા દુર્બળતા નહિ તો ધર્માધર્મનિર્ણયની બાબતમા મૂંઝવણ દેખાઈ આવે છે. ધર્મવિચિકિત્સા, વૃત્તિવિચિકિત્સાનો નિર્ણય કરતાં તેઓ મૂંઝાય છે. રાજચંદ્ર પોતાની જીવન-સાધનામાં ઝપાટાભેર આગળ વધતા જોવામાં આવે છે. જેટલુ જાણ્યુ તેટલુ જીવવાનો આગ્રહ એ ભારતવર્ષના સાચા જીવનની કસોટી છે. એ કસોટી ધ્યાનમાં રાખીને જ સ્વામી અભેદાનંદે એક વાર કહેલુ કે અમેરિકામા એક એમર્સન પાકયો, હિંદુસ્તાનમા તો દસ દસ ગાઉએ એક એક એમર્સન પડેલો છે.

ધાર્મિક જીવનનો ઇતિહાસ તપાસતા આપણને જણાય છે કે અમુક લોકો અનુભવપરાયણ હોય છે, જ્યારે આમ-પ્રજાજનો શ્રુતિપરાયણ જ હોય છે શાસ્ત્રોએ લખ્યુ છે, વડવાઓએ માન્યુ છે, વડીલો કહેતા આવ્યા છે એટલા કારણે જ અમુક માન્યતાઓ ધારણ કરવી, અમુક રિવાજો પાળવા, અને અમુક ટોળામા રહેવુ એ માણસને માટે સહેલુ અને સ્વાભાવિક છે, સાધના, સાક્ષાત્કાર અને મોક્ષ એ ગમે તેટલા રોચક શબ્દો હોય તોયે સામાન્ય માણસને માટે એ નથી હોતા. જેઓ શાસ્ત્રોનો સ્વીકાર કરે છે અને આજકાલ જેઓ શાસ્ત્રોનો ઇનકાર કરે છે તેઓ મોટે ભાગે રૂઢિઅસ્ત જ હોય છે. જેઓ સ્વીકાર કરે છે તેઓ પરંપરાને

અને તેથી જ એમનુ કવિપદ વિશાળ અર્થમાં સાર્થ થાય છે કવિ એટલે અનુભવી, કવિ એટલે દ્રષ્ટા, કવિ એટલે કાન્તદર્શી, જીવનના બધા મહત્ત્વના સવાલોનો ઉકેલ જેને હાથ લાગ્યો છે તે કવિ

જેમને દર્શનશાસ્ત્રોની અભિરુચિ નથી, ફિલસૂફી પ્રત્યે જેમનો અણગમો છે, તેઓ શ્રીમદ રાજચદ્રના લખાણોમા દીર્ઘકાળ સુધી વખતે ટકી ન શકે પણ રાજચદ્રની પારમાર્થિકતા, જીવનતત્ત્વ શોધવાની એકાગ્રતા, અને જીવન-સત્ય સરળ કરવાનો આગ્રહ, એ ત્રણ વસ્તુ તેમને આકર્ષ્યા વગર રહે નહિ

૨

માણસનુ જીવન એટલે શ્રેય અને પ્રેય વચ્ચેનો સંગ્રામ પ્રાકૃત માણસને જે જે વસ્તુ પ્રિય થઈ પડે છે, જે જે વસ્તુ આકર્ષે છે અને તેથી જ તેને જે અત્યત મહત્ત્વની લાગે છે તે ખરુ જોતા જીવનની દૃષ્ટિએ કીમતી નથી હોતી. આજે યુરોપમા અને અમેરિકામા કેટલાયે લોકો એવા પડ્યા છે કે જેઓ વિષયસેવનને અને અહકારતૃપ્તિને જીવનની સાર્થકતા અથવા જીવનના સાક્ષાત્કાર (Expression of life) તરીકે માને છે આથી આગળ કશુ છે જ નહિ એમ તેઓ પ્રામાણિકપણે માને છે અને કહે છે પણ તેઓ ભૂલી જાય છે કે જીવનની કૃતાર્થતાને અંતે એમને પરમ શાતિ મળવી જોઈએ, મુકામે પહોંચ્યાનુ સમાધાન થવુ જોઈએ તે તો એમને નથી થતુ

આપણે ત્યાં જીવન વિષેની કલ્પના ઇંદ્રિયતૃપ્તિ કરતાં કાંઈક વિશેષ છે ઇંદ્રિયતૃપ્તિ મારફતે અથવા ઇંદ્રિયનિગ્રહ

મારફતે આત્માને ઓળખવો, ચૈતન્યનો વિકાસ કરવો અને અંતે તમામ ઇંદ્રિયો ઉપર વિજય મેળવવો એ જ આપણે સૌના બધા સંપ્રદાયોનો ઉદ્દેશ છે કેટલાક લોકો ઇંદ્રિયો સાથે માંડવાળ કરવાનું સૂચવે છે, કેટલાક લોકો ઇંદ્રિયો ઉપર વિશ્વાસ રાખી સ્વાભાવિક પરિસ્થિતિમા ઇંદ્રિયો પોતાની મેળે જ આત્મિક વિકાસ તરફ આપણને લઈ જશે એમ માને છે કેટલાક ઇંદ્રિયો સાથે કામચલાઉ માંડવાળ સૂચવે છે જ્યારે કેટલાક આત્મવીરો નિશ્ચયપૂર્વક કહે છે કે ઇંદ્રિયો સાથે માંડવાળ તો હોય જ નહિ ઇંદ્રિયો વીફરીને વિકૃતિ પેદા કરે નહિ એટલી એક સાવચેતી રાખીને ઇંદ્રિયો સામે અખંડ યુદ્ધ ચલાવવું એ જ પુરુષાર્થનો માર્ગ છે આત્મા અને અનાત્મા, જડ અને ચેતન એકબીજાથી એટલા બધા વિસદૃશ છે અને પરસ્પર વિરોધી છે કે એકનો વિકાસ એ બીજાનો ઘાત જ છે તેથી કશી દયા ખાધા વગર ઇંદ્રિયોને કાબૂમા આણ્યે જ છૂટકો એક પણ ઇંદ્રિય ઢીલી પડે તો આત્મશક્તિ એમાથી કાણાવાળી પખાલમાથી જેમ પાણી નીકળી જાય છે તેમ નીકળી જવાની જીવનની સાર્થકતા આત્માને ઓળખવામા, એનો બધી રીતે વિકાસ સાધવામા, સર્વત્ર એનુ સામ્રાજ્ય સ્થાપવામા રહેલી છે દેહધર્મને નામે, જીવનના સાક્ષાત્કારને નામે, કળારસિકતાને અથવા આત્મદેવના પૂજનને નામે જે કાઈ ઇંદ્રિયભોગ કરીએ છીએ તે આપણને મોક્ષ તરફ લઈ જનાર નથી પણ નીચે ખેંચનાર છે. એટલા માટે કોઈ પણ કારણે, કોઈ પણ બહાને ઇંદ્રિયોના મોહમા આપણે સપડાવુ ન જોઈએ એ સાવધાનતા છે ઉદ્ધારનો એ જ એક માર્ગ છે કવિ

રાજચંદ્ર આ સિદ્ધાંતમાં ચુસ્તપણે માનતા હતા અને તેથી એમણે પોતાનું આખું જીવન એ માર્ગમાં જ નિચોવી કાઢ્યું એમ કહી શકાય:

આત્મસંયમ સાથે અહિંસા, એ પણ કવિશ્રીનો અચળ વિશ્વાસનો એક વિષય હતો. અહિંસાનો અર્થ કેટલો વ્યાપક છે એ ગાંધીજીએ આપણને બતાવ્યું છે. બ્રહ્મચર્યમાં પણ અહિંસા જ સમાયેલી છે એ પણ હવે આપણને સમજાય છે. આ અહિંસા કાયરનો ધર્મ નથી પણ શૂરવીરનો ધર્મ છે એ સમજવાની ભારે આવશ્યકતા છે. દરેક ફિલસૂફીમાં પરસ્પર વિરોધી એવા બે ઉપયોગો થાય છે. આ દુનિયા ફાની છે, જગત નશ્વર છે, આપણી સાથે કશું આવવાનું નથી એ વિરાટમાં વિરાટ અનુભવના પાયા ઉપર રચેલું સનાતન સત્ય છે. આ સત્યનો આધાર લઈ એક માણસ કહી શકે કે આ નશ્વર દુનિયામાં, સ્વરાજ્ય શું અને સ્વાતંત્ર્ય શું? દેશ અને દેશની દોલત, સગાસંબંધીઓ અને તેમની સુખસમાધાની બધું જ ફાની છે; જે જવાનું છે તેથી જેની કિંમત કોડીની પણ નથી તેને માટે લડીએ, આધ્યાત્મિક સાધનાને માટે ઉપયોગી એવું શરીર જોખમમાં નાંખીએ અને એ દેશની દોલત ઉપર લોભની નજર નાખીને તેને પોતાના કબજે રાખનાર પામર લોકોને દુઃખી કરીએ એમાં લાભ શો? બીજો માણસ ફાનીપણાની જ દલીલ આગળ કરી મન સાથે વિચાર કરશે, ધનદોલત અને વાડી-વજીફા તો શું, આ આપણું વહાલું શરીર પણ ફાની છે. ત્યારે આબરૂ ખાતર, ઐહિક મોક્ષ ખાતર લડવાનો, શરીર કુરબાન કરવાનો, પરમ અહિંસાધર્મ કેમ ચૂકીએ?

શરીર સાચવીને એ કેટલું ટકવાનું હતું? બાલબચ્ચાં માટે ધનદોલત રાખીને એમનું આપણે શું કલ્યાણ કરવાના હતા? ગરીબો સમજે કે ન સમજે એમના અજ્ઞાન કે કફોડી સ્થિતિનો લાભ લેવામાં ચોખ્ખી અને ભયાનક હિંસા છે. એના કરતાં ગરીબોને સુખી કરવા માટે, એમના હૃદયની બળતરા દૂર કરી એમને આત્મિક સંતોષ આપવા માટે આપણે શ્રમજીવન પસંદ કેમ ન કરીએ? અને દેશનું સ્વાતંત્ર્ય એ સામાજિક મોક્ષનું પ્રથમ પગથિયું સિદ્ધ કરવા માટે જો આ ફાની શરીરનો ઉપયોગ થાય તો અનિત્ય દ્રવ્યમાંથી નિત્ય વસ્તુ મેળવવાનો પરમ લાભ થશે. એ લાભ એ અહિંસાધર્મીનું ઉત્તમ ફળ છે. એ ફળ મેળવવા માટે શ્રીમદ્ રાજચંદ્રની નિષ્ઠાથી આપણે સતત પ્રયાસ કરીએ.

Vallabhjee Ramjee.

૫

# શ્રીમદ રાજચંદ્રનો જીવનબોધ

[સં ૧૯૯૫ની કાર્તિકી પૂર્ણિમાએ શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈએ અમદાવાદમા વાંચેલુ વ્યાખ્યાન —સંગ્રાહક]

શ્રી રાજચંદ્રની આપણી ઓળખ પૂજ્ય ગાંધીજીને આભારી છે મુંબઈ શહેરમા આજથી પચાસેક વર્ષ પર શ્રીમદ રાજચંદ્ર તેમના શતાવધાનનો સફળ પ્રયોગ કરી બતાવ્યો ત્યારે તે કાળના આપણા પૂર્વજ ગુજરાતીઓ એથી આશ્ચર્યચકિત થયા હશે ત્યારે એમની કીર્તિ પ્રાંત બહાર પણ પ્રસરેલી પરંતુ કાળને જોરે એ સ્મૃતિ આજ નષ્ટપ્રાય થઈ છે તેને તાજી કરવાનુ આપણને ગાંધીજીના તેને પોતાના ક્રમજે ગુરુ લઈને સૂઝ્યું. આ બાબતમાં એમા લાભ શો? બીજો કારણ પણ ન ભૂલી શકીએ આગળ કરી મન સાથે વિચાર કરતા હતા એમની જયંતી ઉજવીએ તો શુ, આ આપણુ વહાલેમનો જીવનબોધ આપણી ત્યારે આનંદ ખાતર, ઐહિક મોક્ષ ખાસ એમણે અપનાવ્યુ

હતી ' અતગમતમા પણ વિજય મેળવવાની અને રાજેશ્વર જેવી ઊંચી પદવી મેળવવાની પરમ જિજ્ઞાસા હતી ' એને લીધે એમણે આ તેમની સ્મૃતિશક્તિને સારી રીતે કસી અને કેળવી એમ કહેવાય આ તેમની શક્તિના તે પ્રદર્શન પણ કરતા એટલી નાની વયે પણ એમ ન કરવાનુ એમનામા શરમાળપણુ નહોતુ કેટલાય લોકો એમની પાસે આ શક્તિનુ પારખુ જોવા આવતા અને તે તેમને બતાવતા અને સાથે સાથે તેમનામા પ્રથમથી જ હતી તે ધર્મજિજ્ઞાસાનો પણ કાંઈક પરિચય વાર્તાલાપ દ્વારા આપતા સામાન્ય સમાજમા શક્તિના આવા ચમત્કારની ધાર્મિક અસર ઊપજે છે એ આપણે જાણીએ છીએ વિશ્રીની અવધાનશક્તિની આવી ચમત્કારી અસર થઈ હશે એમા નવાઈ નથી

અને એ શક્તિ સાથે જ ચમત્કારી હતી સાડા સાત વર્ષે તે શાળામા દાખલ થયા એક માસમાં તે તેમણે આક પૂરા કર્યા વડા વિદ્યાર્થીએ તેમને પહેલી ચોપડી શરૂ કરાવી હતી પછી તો તેમણે પોતે સાતે ચોપડી પૂરી કરી અને પોતે શીખેલી પહેલી ચોપડી એના શિક્ષક પેલા વડા વિદ્યાર્થીને જ શિખવાડી ! એ પરથી તમે જોશો કે એ કેવી શક્તિ ધરાવતા હતા આઠ વર્ષની વયે તે કવિતા લખવા લાગ્યા શીઘ્ર કવિની શક્તિ તેમનામા હતી તેરમે વર્ષે તેમણે રાજકોટમા અંગ્રેજી ભણવાનુ શરૂ કરેલુ તેમા તેમણે કેટલું કરેલુ એ ખબર નથી પણ પછી તરતમા શાળાનો અભ્યાસ છોડી ઘેર ખાનગીમા નવા નવા વિષયોનુ તે જ્ઞાન મેળવવા લાગ્યા હતા સસ્કૃત અને પ્રાકૃતના નિયમિત અભ્યાસ વગર તેઓ તે ભાષાના ગ્રંથો સરળતાથી વાચી લેતા ને યથાર્થ સમજતા

તત્ત્વજ્ઞાન એમનો શોખી વિષય લાગે છે. ષડ્દર્શન, જૈન ગ્રંથો વગેરે તેમણે વાંચ્યાં હતા, એવી માહિતી મળે છે. એમ કરતાં તેમણે પોતાના વિચારોને ઠીક ઠરેલ અને ચોક્કસ કર્યા હોય એમ લાગે છે. પંદરમા વર્ષમાં લખેલા તેમના 'સ્ત્રીનીતિબોધક' નામના કાવ્યગ્રંથ પરથી અને સત્તરમે વર્ષે લખેલા 'બાલાવબોધ — મોક્ષમાળા' નામની ૧૦૮ શિક્ષાપાઠોની એક માળા પરથી આ અનુમાન ફગાય. એ ગ્રંથોમાં એમણે જે નીતિ બોધી છે અને ધર્મતત્ત્વ પ્રતિપાદન કર્યું છે એ પંદર વર્ષના કિશોર પાસેથી, બાકી, કેમ કરીને મેળવે? એમ કહી શકાય કે જે જ્ઞાનપ્રાપ્તિ એમણે આ વર્ષો દરમ્યાન કરી એને અક્ષરબદ્ધ કરી ચોક્કસ કરવાનું એમને સહજસ્ફુરણ થયુ અને એમણે આ બે ગ્રંથો લખ્યા. -એમ લખીને એમણે પોતાના વિચારોને મૂર્ત સ્વરૂપ આપ્યું અને જ્ઞાનપ્રાપ્તિની શ્રવણ આગળથી મનનની પાયરી બાંધી. સાધકની શ્રવણદશા પછી આ દશા સહજભાવે આવે છે. શ્રીમદના જીવનમાં એ આટલી નાની વયે બન્યુ એ એમની તીવ્ર પ્રતિભાને જ આભારી ગણાય

આ પ્રતિભાનો દર્શક વિભાગ તે તેમની અવધાનશક્તિ હતી. એ શક્તિ એમણે જ્ઞાનપૂર્વક ખીલવતાં ખીલવતાં શતાવધાન સુધી પહોંચાડી ને તેનો જાહેર પ્રયોગ પોતાની ૧૯ વર્ષની વયે દેખાડ્યો. તે વેળાના અંગ્રેજી તથા ગુજરાતી છાપાંમાં તેને માટે તેમની જે પ્રશંસા કરવામાં આવી હતી એ એટલી જ ભારે હતી. પણ પ્રશંસા અને અવધાનશક્તિનો આ ઉપયોગ સાધકને આડરૂપ બને એ એમણે તરત જોયું, અને પછીનાં વર્ષોમાં તેમણે એવો શક્તિવ્યય

અટકાવ્યો  નાનપણની એમની મહત્ત્વાકાંક્ષાએ પણ એવો જ અનુરૂપ પલટો લીધો  હવે તે વધારે આત્માર્થી બન્યા હશે, ધર્મલાભ માટે પોતાની શક્તિનો સંયમ કરવો ઘટે એમ તેમણે જોયુ હશે  ૨૨મા વર્ષના એક લેખમાં આ દિશાપલટા વિષે તે લખે છે તે અહીં યાદ કરવા જેવુ છે

"આ દેહમા મુખ્યત્વે બે ભવ કર્યાં છે  . નાનપણની નાની સમજણમા કોણ જાણે ક્યાથીયે મોટી કલ્પનાઓ આવતી  સુખની જિજ્ઞાસા પણ ઓછી નહોતી, અને સુખમા પણ મહાલય, બાગ, બગીચા, લાડીવાડીનાં કાઈક માન્યા હતા  મોટી કલ્પના તે, આ બધુ શુ છે, તેની હતી  તે કલ્પનાનું એક વાર એવુ રૂપ દીઠું કે પુનર્જન્મે નથી, પાપે નથી, પુણ્યે નથી, સુખે રહેવુ ને સંસાર ભોગવવો એ જ કૃતકૃત્યતા છે  એમાથી બીજી પંચાતમા નહિ પડતા, ધર્મવાસનાઓ કાઢી નાખી, કોઈ ધર્મ માટે ન્યૂનાધિક કે શ્રદ્ધાભાવપણુ રહ્યુ નહિ  થોડો વખત ગયા પછી એમાથી  ઓર જ થયુ  જે થવાનુ મેં કલ્પ્યુ નહોતુ, તેમ તે માટે મારા ખ્યાલમા હોય એવુ કાંઈ મારુ પ્રયત્ન પણ નહોતું, છતા અચાનક ફેરફાર થયો

એ ઘટના કેવી રીતે બની એનું અવલોકન કે પૃથક્કરણ કરવું મુશ્કેલ છે. આવા પ્રકારના જીવનપલટા જેને થાય છે એને એ 'અચાનક ફેરફાર' જ લાગે, નવો ભવ જ લાગે. અને એમાં બીજાએ કાર્યકારણભાવ માંધવો એ મુશ્કેલ છે. પણ એટલું ચોક્કસ સાચું, કે જે પ્રતિભાશક્તિ ને જિજ્ઞાસા શ્રીમદમાં હતી તેણે ધર્મવારસાને વલોવી તેમાંથી આ નવનીત નિપજાવ્યું હતું. ઉપરાંત, આ અરસામાં એક બીજી મહત્ત્વપૂર્ણ ઘટના એ બની, કે તેમણે સં. ૧૯૪૪ની સાલમાં, એટલે વીસ વર્ષની વયે, લગ્ન કર્યું ને પોતાના જીવનમાં એક ભારે ફેરફારની શરૂઆત કરી. તેમનાં પત્ની તે ગાંધીજીના પરમ મિત્ર સ્વ. ઝવેરી રેવાશંકરભાઈ મહેતાના મોટાભાઈના પુત્રી થાય. આ લગ્નથી શ્રીમદને બે પુત્ર અને બે પુત્રી હતા, જેમાંનુ આજ કોઈ વિદ્યમાન નથી તે અહીં કહી દઈ આગળ ચાલું.

શ્રીમદે વીસમે વર્ષે આશ્રમફેર કર્યો — બ્રહ્મચર્ય છોડી ગાર્હસ્થ્યનો સ્વીકાર કર્યો. ઉપર કહ્યું એમ, મને આ એક ભારે મહત્ત્વની ઘટના લાગે છે. એણે શ્રીમદના જીવનને નવો ઓપ આપવામાં એક બાહ્ય પણ અસરકારક નિમિત્ત ઊભું કર્યું. કઈ મનોદશામાં એમણે આ ફેરફારનો નિશ્ચય કર્યો એ તપાસવા આપણી પાસે પૂરતી સામગ્રી નથી. જે થોડીઘણી છે તે પરથી એટલું જણાય છે કે શ્રીમદ તેમના વીસમા વર્ષ સુધીમાં એટલા બધા વૈરાગ્યદઢ નહોતા થયા કે જેથી લગ્નની જંજાળમાં પડવાનુ નિશ્ચિતરૂપે તે નકારે. વીસમા વર્ષમાં 'સ્ત્રીના સંબંધમાં મારા વિચાર' એ મથાળે

ફરેલી નોંધમાંથી આ ઉતારો તેમની ત્યારની મનોદશાનો કાંઈક ઘોતક છે :

"સ્ત્રીમાં દોષ નથી, પણ આત્મામાં દોષ છે; અને એ દોષ જવાથી આત્મા જે જુએ છે, તે અદ્દભુત આનંદમય જ છે. માટે એ દોષથી રહિત થવું એ જ પરમ જિજ્ઞાસા છે. શુદ્ધ ઉપયોગની જો પ્રાપ્તિ થઈ તો પછી તે સમયે સમયે પૂર્વોપાર્જિત મોહનીયને (એટલે કર્મને) ભસ્મીભૂત કરી શકશે. . . . પણ પૂર્વોપાર્જિત હજી સુધી મને પ્રવર્તે છે, ત્યાં સુધી મારી શી દશાથી શાંતિ થાય, એ વિચારતાં મને નીચે પ્રમાણે સમાધાન થયું. . . . સ્ત્રીના સંબંધમાં કાંઈ પણ રાગદ્વેષ રાખવા મારી અંશમાત્ર ઇચ્છા નથી, પણ પૂર્વોપાર્જનથી ઇચ્છાના પ્રવર્તનમાં અટક્યો છું"

'શ્રીમદ્રાજચંદ્ર' ગ્રંથમાં આ ૨૦-૨૧મા વર્ષની નોંધ ચાર જ પાનાં જેટલી ટૂંકી છે. તે જોતાં શ્રીમદ રાજચંદ્રના આંતર યુદ્ધનું અનુમાન કરી શકાય છે. એક જ દુઃખ એમાં એ રડે છે:

"હે જીવ, તું ભૂલ મા. સુખ અંતરમાં છે, તે બહાર શોધવાથી નહિ મળે. . . . . અત્યારે હું કોણ છું, એનું મને ભાન નથી."

એ ભાન આવે, એ ભૂલમાંથી નીકળી જવાય એનો ઉદ્યત પ્રયત્ન આ વર્ષોમાં જોરથી જાગ્રત થાય છે. દરેક સાધકના જીવનમાં મારનો જય કરવાનું કોક ને કોક રૂપે તો આવે જ છે. શ્રીમદનાં આ વર્ષો એવા સમયનાં હતાં એમ એમના જીવનની આરસી જેવી તેમની નોંધપોથી જોતાં

જણાય છે. એ જયનું એક જ સાધન છે, અને તે અનન્ય તથા ભક્તિનમ્ર સતત જાગૃતિ અથવા અપ્રમાદ છે. પુરુષાર્થમણિ રાજચંદ્રે એ અપ્રમાદ ધડો લેવા જેવી રીતે સાધ્યો હતો.

આ અરસામાં એમણે ધનપ્રાપ્તિ પણ કરવા માંડી હતી. શ્રી રામકૃષ્ણ પરમહંસ કહેતા એમ, કામિની ઉપરાંત કાંચન એ જીવનું બીજું પ્રલોભન છે. કવિશ્રીની એ વિષે પણ સ્પષ્ટ મતિ હતી. એમાં ભૂલ ન ખવાય એટલા એ જાગૃતાત્મા હતા. લક્ષ્મી વિષે એમણે એક સ્નેહીને લખેલું:

"લક્ષ્મી પર પ્રીતિ નહિ છતાં કાંઈ પણ પરાર્થિક કામમાં તે બહુ ઉપયોગી થઈ પડત એમ લાગવાથી મૌન ગ્રહી તે સંબંધી સગવડમાં હતો."

પણ એ સારુય લક્ષ્મીની લાલસા કેમ રખાય? એટલે એ જ પત્રમાં ઉમેર્યું છે:

"પરાર્થ કરતાં વખતે લક્ષ્મી અંધાપો, બહેરાપણું ને ને મૂંગાપણું આપી દે છે, જેથી તેની દરકાર નથી."

તેમનો ધંધો ઝવેરીનો હતો. એમની શક્તિ અજાણ્યે પણ અહીં ઝળકી ઊઠી. એકવીસમા વર્ષમા એ આ ધંધામાં પડ્યા અને 'ઘણા ટૂંક વખતમા એક સારા ઝવેરી તરીકેની નામના મેળવી.' આમ ધંધો કરતા ને તેમાં ફાવતા છતાં, તેમનું તત્ત્વચિંતન અને ઉદાસીભાવ બન્યાં જ રહેતાં. ધંધામાં ઘરાક સાથે સોદો પરવારીને તરત પાછા તત્ત્વની અગાધ ગુફામાં ગરક થઈ જતાં તેમને વાર નહિ લાગતી. પાસે જ નોંધપોથી હોય તે લઈને, આજ આપણે જે જ્ઞાનભંડાર તેમની પાસેથી પામ્યા છીએ, તે તેમાં ટપકાવતા.

૨૦મા વર્ષથી તીવ્રતાએ અનુભવતા હતા તે હવે શમી જાય છે, અને તેમનો ધીરોદાત્ત જીવનપ્રવાહ સંપૂર્ણ વીતરાગપણા તરફ અવિરત વહે છે. આ પ્રથમ શાંતિસ્વાદ ચાખ્યાની મસ્તીમાં તે વેળાના તેમના પત્રો નીચે સહી કરતાં તે આવાં આવાં ઉપનામો વાપરે છેઃ 'યથાર્થ બોધસ્વરૂપ,' 'સ્વરૂપસ્થ,' 'સમાધિરૂપ,' 'બોધબીજ,' 'સમસ્થિતભાવ,' 'પ્રારબ્ધદેહી,' 'વીતરાગભાવ,' વગેરે, વગેરે. તે શાંતિ-સંપાદનનો આનંદોદ્‌ગાર તેમણે એક કાવ્યમાં ગાયો છે તે અહીં ઉતારું તો ખોટું નહિ થાયઃ

"ધન્ય રે દિવસ આ અહો,
  જાગી રે શાંતિ અપૂર્વ રે;
દશ વર્ષે રે ધારા ઉલસી,
  મટયો ઉદયકર્મનો ગર્વ રે. ધન્ય૦

ઓગણીસેં સુડતાળીસે
  સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે,
શ્રુત અનુભવ વધતી દશા
  નિજ સ્વરૂપ અવભાસ્યું રે." ધન્ય૦

જણાય છે તે આ કાળે શમેલાં દેખાય છે. હવે પછી કવિશ્રી તેમના ઉત્તમ ભજનમાં ગાયેલા નિર્ગ્રંથપદને પામવા તરફ વળે છે. ભૂલેલો મુસાફર રસ્તો ગોતતો હોય ને પછી સાચો સરળ સીધો રસ્તો તેને લાભી જાય એટલે એ સ્થિર પગે તે પર વળ્યો જાય, એની જેમ હવે શ્રીમદ અધ્યાત્મમાર્ગે વળ્યા જાય છે. તેમાં ૩૧મે વર્ષે પાછો તેમને નવો તબક્કો સર કરવાનું સૂઝે છે. તેમની ટૂંકી જીવનસમીક્ષા કરતાં એક લેખક આ વિષે કહે છે:

"વ્યાપાર કર્યાને દશ વર્ષ થયાં. પછી તેમને લાગ્યુ, કે જે હેતુથી વ્યાપારધંધામાં પ્રયાણ કર્યું હતુ તે હેતુ પોતે પૂર્ણ કર્યો હતો, તેથી વ્યાપારની સાથેનો પોતાનો સંબંધ નિવૃત્તવાની ઇચ્છા તેઓએ જણાવી. જ્ઞાન, ધનસંપત્તિ, સાંસારિક પદવી, કૌટુંબિક સુખ પ્રાપ્ત કરી, સંસારનો ત્યાગ કરી, સાધુમુનિનું જીવન ગાળવાની તેઓએ તૈયારી કરી." (કારણકે, તેઓને હયાત માતાપિતા, એક પરિણીત બંધુ, ચાર પરિણીત બ્હેનો, બે પુત્ર, બે પુત્રી હતાં.)

ધર્માનુસાર યોગ્ય ગાર્હસ્થ્યના સુવિપાકરૂપ વાનપ્રસ્થ ને સંન્યાસ તેમને યોગ્ય કાળે સાંપડ્યાં હતાં, અને સહજભાવે તેમણે તે ગ્રહણ કરવાનું મન કર્યું. પણ યોગ એવો, કે પછી ૩૨મા વર્ષમાં તે માંદા પડ્યા ને એ માંદગી જીવલેણ નીવડી. અનેક ઉપાય ને બરદાસચાકરી છતાં તેમને સારું ન જ થયું. અને તેમણે સં. ૧૯૫૭ના ચૈત્ર વદી પાંચમને દિવસે દેહ છોડ્યો,—તેત્રીસ જ વર્ષનું ટૂંક આયુ ભોગવી તે સ્વધામ પધાર્યા.

## ૨

આ પ્રમાણે આ ધર્મપુરુષના જીવનની ટૂંક કથા હું કાંઈક લંબાણથી આપને કહી ગયો. જ્યારે મેં એમનો ગ્રંથ વાંચ્યો ત્યારે એ કથાની મારા પર એ જ છાપ પડી હતી કે શ્રીમદ સાચા અર્થમાં એક ધર્મપુરુષ હતા — જે પોતે માનતા ને સત્શાસ્ત્રના શુદ્ધ બોધ તરીકે સમજતા તેને જીવનમાં ઉતારવા મથતા. અને આ મથામણે એમના જીવનમાં કેવી ધમસ્રાણ મચાવી મૂકી હશે એ તો તેમના ટૂંકા આયુ પરથી અનુમાની શકાય. એમ જ લાગે છે કે જાણે અસત્ય સામે ઝૂઝતાં તેમણે શરીરને સાવ ઘસી નાખ્યું; એમની ચિત્તશક્તિ અને જિજ્ઞાસા તો દિનપ્રતિદિન સતેજ થતાં જતાં હતાં, પણ શરીર તેની સાથે ન ટકી શક્યું — તેમની કેડે ઘસડાવામાં તે વચ્ચે ભાંગી પડ્યું.

છતાં જેટલું તેમણે સાધ્યું તે કાંઈ ઓછું બોધપ્રદ છે? જીવન સતત પુરુષાર્થમાં સમાયેલું છે, અને તેની પરિસમાપ્તિ માત્ર સમાજની ઐહિક પ્રાપ્તિથી નથી થતી, પણ તેનાથી પર રહેલી એવી આત્મસિદ્ધિથી થાય છે, એ એમના જીવનનો મોટામાં મોટો બોધ હું માનું છું. આજના સંઘસત્તાના ને સમૂહબળના યુગમાં સામાજિક સિદ્ધિઓ પર આપણે સહેજે વધારે ભાર મૂકીએ છીએ અને તે યુગાનુકૂળ છે. પણ એ ભાર જો આખા જીવનની વ્યાપ્તિમાં યોગ્ય પ્રમાણમાં નહિ હોય તો તે વિકૃતિ જ કરશે એ આપણે જોતા જઈએ છીએ. ધન, કીર્તિ, સુખ, સંગઠન ઇત્યાદિની સમાજ-સિદ્ધિઓ એવી પરિમિત વસ્તુઓ છે કે એમને જો જીવનમાં

અંતિમ સાધ્યો મનાય ને એ અનુસાર વર્તાય તો પરસ્પર ઝઘડા, ઈર્ષ્યા, મદમત્સર વગેરે જાગવાના ને જામવાના જ, કોઈ પણ રીતે જીવનના મૂળ સિદ્ધાંત સહકારને નહિ સાચવી શકવાના, અનિષ્ટ હરીફાઈ જાગ્યા વિના નહિ રહેવાની. પરિમિત વસ્તુ માટે અપરિમિત આકાંક્ષા રાખનારા અનેક જણ હોય ત્યાં બીજું શું થાય? એટલે આ સમાજ-સિદ્ધિઓ એ જ ને એટલી જ માનવસિદ્ધિઓ છે ને તેની પાર કાંઈ નથી. એવી જ માન્યતા આજે વ્યાપતી જાય છે એ ખોટી છે, એમ શ્રીમદના જીવનનો પ્રમુખ બોધ આજ યાદ કરવા જેવો છે.

માણસે સમાજમાં રહીને પોતાનો વિકાસ સાધવાનો છે એ નિયમ શ્રીમદે બરાબર જીવી બતાવ્યો હતો. તેઓશ્રી ગૃહસ્થાશ્રમ ધર્મપૂર્વક બરાબર પાળવા મથ્યા હતા. પણ એટલું જ માત્ર માનવજીવનના વિકાસને માટે પૂરતું નથી. માણસે તો દરેકને સરખી રીતે સુપ્રાપ્ય અને તેથી અનિષ્ટ હરીફાઈ ને કદી નહિ જન્માવનાર એવું જે લક્ષ્ય કે આદર્શ હોય તે સાચું માનવું જોઈએ, ને તેને પહોંચવું એ પોતાનું કામ ગણવું જોઈએ. અને તે લક્ષ્ય તે આત્મજ્ઞાન છે, જે માનવજીવનના પૂર્ણ વિકાસની છેવટની હદ છે. આ જો ધ્યાનમાં રાખીએ ને એ અનુસાર આપણે સમગ્ર વ્યવહાર ગોઠવીએ તો જ સામાજિક તેમજ વૈયક્તિક જીવનમાં સમતોલપણું, પ્રમાણબદ્ધતા, ને યોગ્ય આકણી તથા સુમેળ સચવાઈ શકે. સમાજસિદ્ધિ ઉપરાંત કાંઈ જ નથી, એ જ આપણી ઇતિ-કર્તવ્યતા છે, એથી આગળનું બધું ધૂર્ત લોકે રચેલું જાળું છે કે તરંગમાત્ર છે, એવી જાતની નાસ્તિકતાના જમાનામાં

હતા. અને એતો તે આપણને જીવનસંદેશો આપી ગયા એ સંદેશાના જીવંત વાહક બનવા મથીએ તો આપણે ધર્મપુરુષની જયંતી યોગ્ય ઉજવી કહેવાય પ્રભુ તેમ કરવા બળ આપો એ પ્રાર્થના સાથે, અને હું મને વાંચતો સાંભળવા માટે ઉપકાર માની, હું બેસી રજા લઉં છું.

# શ્રી પૂંજાભાઈ જૈનગ્રંથમાળા

| | |
|---|---|
| ૧ સુત્તનિપાત<br>સુપ્રસિદ્ધ બૌદ્ધગ્રંથનો ગુજરાતી અનુવાદ | ૧—૦—૦ |
| ૨ ભગવાન બુદ્ધના પચાસ ધર્મસંવાદ<br>'મજ્ઝિમનિકાય'ના પ્રથમ ૫૦ સંવાદોનો અનુવાદ | ૧—૦—૦ |
| ૩. ભગવાન મહાવીરની ધર્મકથાઓ<br>'નાયાધમ્મકહાસુત્ત'નો ગુજરાતી અનુવાદ | ૧—૦—૦ |
| ૪ ભગવાન મહાવીરના દશ ઉપાસકો<br>'ઉવાસગદસાસુત્ત'નો ગુજરાતી અનુવાદ | ૦—૮—૦ |
| ૫ જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્યવિચાર<br>સ્વતંત્ર રસિક નિબંધ | ૦—૫—૦ |
| ૬. સન્મતિપ્રકરણ<br>મૂળ સહિત ગુજરાતી અનુવાદ | ૧—૮—૦ |
| ૭ જિનાગમકથાસંગ્રહ<br>પ્રાકૃત વ્યાકરણ, કોશ, ટિપ્પણ સહિત | ૧—૪—૦ |

આ તથા બીજાં ઉપયોગી વૈદિક, બૌદ્ધ અને જૈન પુસ્તકો માટે વિસ્તૃત સૂચિપત્ર જુઓ

પ્રાપ્તિસ્થાન
નવજીવન કાર્યાલય
અમદાવાદ અને મુંબઈ (૨)